"ડીટેકટીવ પોલીસ" ની વાર્તા.



# કોન્સુલનાં કાળાં મેંઢાં.

અનુવાદકઃ—
અબ્દુલ્લા ઇસમાઇલ.
અધિપતિ "ડિટેકટીવ પોલીસ"

પ્રકાશકઃ—
શાહ મંગળદાસ લલ્લુભાઈ બુકસેલર.
લીમડાચોક—સુરત.

સને ૧૯૨૧

[illegible] સુરત લીમડાચોકમાં આવેલા 'શ્રી નારાયણ' પ્રિન્ટીંગ પ્રેસમાં મંગળદાસ લલ્લુભાઈએ છાપ્યું

કીંમત રૂ. ૧-૮-૦

“ ડીટેકટીવ પોલીસ ” ની વાર્તા.

# કાબુલનાં કાળાં મેંઢાં.

અનુવાદક:—


અબદુલ્લા ઇસમાઇલ.

અધિપતિ “ ડિટેકટીવ પોલીસ ”



પ્રકાશક:—

શા૦ મંગળદાસ લલ્લુભાઈ બુકસેલર.

લીમડાચોક—સુરત.

સને ૧૯૨૧

આ ટાઈટલ પેજ સુરત લીમડાચોકમાં આવેલા ‘ શ્રી નારાયણ ’ પ્રિન્ટીંગ પ્રેસમાં મંગળદાસ લલ્લુભાઇએ છાપ્યું.

કીંમત રૂ. ૧-૮-૦

# કાબુલનાં કાળાં મેંઢાં

## યાને

# કાપેલું માથું.

## પ્રકરણ પહેલું.

### એકી પારસલ.

" ગાગરમલ કુંડાલાલના નામનું કોઇ પારસલ આવ્યું છે ! "

" નહીંરે ? એ નામનું તો પારસલ દેખાતું નથી. અરે જુવોતો હરી રામ ! ગાગરમલ કુંડાલાલના નામનું કોઇ પારસલ છે ? "

" નાજી, એ નામનું એકે પારસલ નથી આવ્યું. "

ગાજીપુરની વડી પોસ્ટ ઓફીસના દરવાજા પર એક ખંચ હયા જવાને જઇને પોસ્ટ માસ્તરને પૂછ્યું, તેઓએ પોતાના રિડરને તપાસ કરવા કહી અને તેણે જોઇને કહ્યું, " નાજી, એ નામનું એકે પારસલ નથી આવ્યું."

તે ઉંચા જવાનનું લાંબુ નાક, અને ચલકતી બન્ને આંખો જોતાં તે એક ભલો શખ્સ જણાયો, પરંતુ બરાબર જોનારાઓ એમ પણ કહી શકે છે કે તે કોઇ સીધો સાદો સાધારણ માણસ નથી. આટલું છતાં તેમ હોવાનું કારણ પણ બતાવી શકાતું નથી.

પેહેરવેશ પણ કંઇ જેવો તેવો નથી. માથા પર રેશમી પાઘડી, બદનમાં આલપાકનો કોટ અને પગમાં વીલાયતી મેકરના ચમકદાર બુટ સાથનો દેખાવ જોતાં તે કોઇ પૈસાપાત્ર માણસ લાગતો હતો.

"માસ્તર સાહેબ, મારૂં નામ ગાગરમલ છે." પારસલ નહિં આવ્યાના ખબર સાંભળી તે બોલ્યો. "આસામથી પંજાબ સુધી નજીક નજીકનાં મોટા શહેરોમાં દરેક ઠેકાણે મ્હારી પેઢી છે, અને તેનો વહીવટ ગાગરમલ કુંડાલાલના નામથી ચાલે છે. એ નામથી જે પારસલ આજે અહીં આવવાનું હતું તે મેં દિલગીરી સાથે જાણ્યું, કે હજી નથી આવ્યું, હવે આપ મેહેરબાની કરી તે આવે કે તુરત અલાહબાદ મોકલી આપશો. હું અત્યારની ગાડીમાંજ અલાહબાદ જાઉં છું. આપ ત્યાંના પોસ્ટ માસ્તર પર એ પારસલ મોકલવાની મેહેરબાની કરશો."

પોસ્ટ માસ્તરના હુકમથી હરીરામે ઇન્સ્ટ્રકશન બુકમાં ગાગરમલની હકીકત લખી લીધી અને 'બહુ સારૂં' કહી તેને વિદાય કર્યો.

હવે આ તરફ પંજાબની બપોરની ટપાલ આવી પહોંચી. જેને ખોલતાંજ એક લાંબું પહોળું પારસલ ગાગરમલ કુંડાલાલના નામનું નીકળ્યું. પોસ્ટ માસ્તરના હુકમથી હરીરામે તેને તરતજ અલાહબાદ માટે ફોરવર્ડ કર્યું.

ઓફીસનું બધું કામ આટોપી પોસ્ટવાળા ઘેર જવાને માટે ધડાધડ કમાડ બંધ કરવા લાગ્યા, આખો દિવસ ગોંધાઇ રહેલા કલર્કો જેલમાંથી છુટેલા બંધવાની માફક ઘર તરફ જવાની ધુનમાં બહાર નીકળ્યા કે, જટાધારી ભગવો જભ્ભો પહેરેલી એક સન્યાસિની જમણા હાથમાં શીંદુરથી રંગેલું ત્રિશુળ અને ડાબા હાથમાં કમંડળ લઇ ત્યાં આવી પહોંચી. તેણીએ પુછ્યું, "તમારા પોસ્ટ માસ્તર કોણ છે બેટા!"

લાલ સિંદુર અને ચંદન લગાવેલું સન્યાશીનીનું વિશાળ લલાટ જોઇ, ખરેખર તેણીને માતા કહેવા દિલ ખેંચાતું હતું. પરંતુ બેટાઓમાં તો જુદા જુદા રંગ નીકળ્યા. કોઇ ચુપ રહયો, કોઇ તેણીના સીધા અને નાજુક બદન પરનો ઉડતો ભગવો જભ્ભો જોઇ રહયો. કેટલાકે પોતાની આંખો લાલ ત્રિશુળ પર નાખી અને કેટલાકોએ તો તેણીનું ઘટમદાર બદન અને સુંદર ચ્હેરો જોઇ દાંતોમાં આંગળી ઘાલી પરંતુ હરિરામે શ્રધ્ધાથી પુછ્યું "કેમ માજી! પોસ્ટ માસ્તરનું શું કામ છે?"

"કામ તો બેટા એ છે, કે ગાગરમલ કુંડાલાલના નામથી એક પારસલ અહીં આવનાર છે."

"હા આવ્યું હતું" હરીરામે કહ્યું. "પરંતુ તે આવવા પહેલાંજ ગાગરમલ ખુદ આવી એ પારસલ અલાહબાદ મોકલવાનું કહી ગયેલ. એટલા માટે અમોએ એ પારસલ ત્યાં મોકલી દીધું છે."

"તે અલ્લાહબાદ કયારે પહોંચશે!"

"કાલ સુધી પહોંચી જશે."

"આ વખતે કાગળ નાંખ્યો હોયતો તે કયારે પહોંચે?"

"કાગળ તો કાલે ન પહોંચે" હરિરામે જવાબ આપ્યો. "ટપાલ ચાલી ગઇ હવે તો પરમ દિવસે મળે."

"જો તાર દેવામાં આવે તો અલાહબાદના પોસ્ટ માસ્તર એ પારસલ રોકી શકશે?" સન્યાસિનીયે પુછયું.

"નહિં માજી." હરીરામે કહ્યું, "એમ તમારા કહેવાથી બીજાનું પારસલ અટકાવી શકાય નહીં."

"તે કબુલ, પરંતુ એમ જણાય કે એ ગાગરમલ એક જુઠો, ફરેબી અને બનાવટી ગાગરમલ છે તો?" સન્યાસિનીયે કહ્યું.

"ત્યારે તો પોલિસમાં ખબર આપવાથી બની શકશે." હરીરામે અજાયબીથી તે સન્યાસીનીને ટીકતાં કહ્યું. "પોલિસના તાર સિવાય એ પારસલ અટકાવવાનો બીજો કંઇ ઉપાય નથી."

આટલું સાંભળી સન્યાસિની થોડીવાર વિચાર કરતી ઉભી રહી. તેણીએ જવા માટે પગ ઉઠાવ્યો કે હરિરામે પુછયું. "કેમ માજી! એ પારસલ માટે આટલાં હેરાન થવાનું તમને શું કારણ છે!"

"એ બહુ ગંભીર બાબત છે." એટલું કહી બધાને અજાયબીમાં છોડી તેણી ત્યાંથી ચાલતી થઇ.

બરાબર ત્રીજે દિવસે સંન્યાસિની અલાહબાદ પહોંચી. ત્યાં તપાસ કરતા જણાયું કે, અહીંથી પણ એ પારસલ પહોંચ્યા પહેલાં તે માણસના કહેવા માફક લાહોર રવાના કરી દીધું છે. આ સંન્યાસીનીની વાતથી અલાહબાદની પોસ્ટ ઓફિસમાં બહુ તર્ક વિતર્ક થવા લાગ્યા. એક નવીન માણસ કંઇ કામને માટે પોસ્ટ ઓફિસમાં આવ્યો હતો તેણે સંન્યાસીનીને પુછયું, "તમારે તેનું શું છે? પારસલ ગાગરમલના નામનું આવ્યું હતું અને તેનાજ કહેવાથી લાહોર મોકલ્યું તેમાં તમારૂં શું ગયું?"

"ગાગ ગલ નામનો કોઈ માણુસજ નથી." તે અજાણ્યા તરફ જોઈ સન્યાસીની બોલી.

"વાહ!" તેણે કહ્યું "ત્યારે એ જે આવ્યો હતો તે કોણ? તેને તમે ઓળખો છો?"

"હા, શા માટે ન ઓળખું!" તેણી બોલી "એ બહુ ગંભીર બાબત છે." કહી તેણી ત્યાંથી ચાલી નીકળી. પેલો અજાણ્યો પણ કંઈ આશ્ચર્ય ચ્હેરે થોડીવાર પછી તેણીની પાછળ પાછળ ચાલ્યો.

---

## પ્રકરણ બીજું.

---

### વિચીત્ર ટેલીગ્રાફ.

એક દિવસ સવારના લાહોરની પોસ્ટ ઓફીસમાં જઈ ગાગરમલે પારસલને માટે પુછ્યું. જવાબ મળ્યો– "જી ના. હજી તો નથી આવ્યું, કયાંથી આવનાર છે?"

"અલ્લાહબાદથી."

"ઓ! અલ્લાહબાદની ટપાલ તો આજે હજુ પણ આવી નથી."

"સારૂં, હું આ ગાડીમાં પેશાવર જાઉં છું. આપ એ પારસલ પેશાવર મોકલી આપવાની મહેરબાની કરજો. હું ત્યાંની પોસ્ટ ઓફીસથી લઈ લઈશ." કહી એ માણુસ જવા લાગ્યો કે તાર માસ્તરે પુછ્યું, "આપનું નામ?"

"મારૂં નામ ગાગરમલ કુંડાલાલ છે."

"આપના નામ પર એક તાર છે."

"કયાં છે? લાવો."

તાર માસ્તરે તાર લાવી આપ્યો. ગાગરમલ સહી કરી આપી બંધ બીસ્ત્રા સાથેજ પોસ્ટ ઓફીસથી રવાના થયો.

રસ્તામાં તેણે તાર ખોલી વાંચ્યો તો તેમાં ફક્ત ત્રણ શબ્દો લ

ખેલા હતાઃ— સોહણા-સારંગના-સામણા.

બસ તેજ વખતે એકદમ ગાડીવાળાને પુકાર્યો અને સવાર થઈ ગડી એકદમ હાંકી જવા હુકમ કીધો. આવી રીતે તાર વાંચતાંજ તેણે બાહેર થી પોબારાં ભાખ્યાં.

## પ્રકરણ ત્રીજું.

### પેશાવર પોસ્ટમાં પારસલનો અટકાવ.

જે વખતે પોતે લાહોરમાંથી ગુમ થયો તે વખતે અલ્લાહબાદથી તાર ઉપર તાર છુટી રહ્યા હતા.

ગાજીપુરની પોસ્ટ ઓફીસમાં સન્યાશીનીયે જે જે વાતો કહી, તેનાથી હરીરામને સંદેહ ઉત્પન્ન થયો. તેજ વખતે તેણે બધી હકીકત પોસ્ટ માસ્તરને જઈ કહી. પોસ્ટ માસ્તરે એ બાબતની ખબર પોલીસને આપી અને ગાજીપુરની પોલીસે તરતજ અલ્લાહબાદની પોલીસ પર તાર રવાના કર્યો.

અલ્લાહબાદની પોલીસને ખબર મળતાંજ તેણે પોતાના ચાલક ડીટેકટીવ સાંવલસીંહને એ કામ માટે મુકરર કર્યો. સાંવલસીંહ અલ્લાહબાદની વડી પોસ્ટ ઓફીસમાં ગયો હતો. અજાણ્યા માણસ તરીકે વાતો કરનાર અને સન્યાસીનીનો પીછો કરનાર આ અલ્લાહબાદી ડીટેકટીવ સાંવલસીંહ પોતે હતો.

રસ્તો કાપતી સન્યાસિની જમનાને કીનારે જઈ એક જુના પુરાણા ખંડીએરમાં ઘુસી. આ જોઈ સાવલસીંહ થોડે દુર કંઈ વિચારમાં ઉભો.

આજુબાજુના લોકોને પુછતાં જણાયું કે એ એક બહુ પુરાણું ખાલી મકાન છે. તેમાં કોઈ રહેતું નથી તેમ રહેવા લાયક છે પણ નહીં. લોકોનું કહેવું છે કે તેમાં ભુતાવળ રહે છે.

હવે તો સાવલસીંહ જબરા વિચારમાં પડયો. આ કહેવાતી ભુત પુરીમાં એ સન્યાશની શા માટે ગઈ હશે ? તેનો ખરો ખ્યાલ તે લાવી શકયો

નહીં. પારસલ માટે કંઇપણ વધુ જાણવાની આશાએ તેણીને મળવા તે પણ એ બીસ્માર મકાનમાં દાખલ થયો, પરંતુ તેમાં તેને કોઇ મળ્યું નહીં. મકાનની સ્થિતી જોતાં નજદીક વીસેક વરસથી તે તે ખાલીજ પડયું હોય તેમ લાગતું હતુ', પરંતુ જે સન્યાસિનીને પોતાની નજર સામે દાખલ થતાં જોઇ તેણી કયાં ગઇ ? સાવલસીંહે એ બાબત શોધી કહાડવા અંદર બહાર અને આજુબાજુ બહુ જોયું પરંતુ તેમાંથી નીકળવાનો બીજો કોઇ રસ્તોજ ન હતો.

હવે તો સાંવલસીંહના મગજમાં ચક્કર આવવા લાગ્યાં. તરતજ તેણે આ વાત પોતાના ઉપરીને જણાવી, અને તેઓના હુકમથી ચારે તરફ ટેલીગ્રાફ છુટવા લાગ્યા. એ તારથી લોકોને ખબર મળી કે, ગાગરમલ કુંડાલાલના નામનું રંગપુરના પોસ્ટ માસ્તરની ફેરનું એક મોટું પારસલ ગૌહટીની પોસ્ટ ઓફીસથી રવાના થયું છે. પોસ્ટવાળા તેને ઓળખી નથી શકતા તો પણ એટલું કહે છે કે, તે માણસ પશ્ચિમ તરફના કોઇપણ શહેરનો રહેવા વાળો જણાતો હતો.

રંગપુરની પોસ્ટ ઓફીસમાં એક હિંદુસ્તાની પોતાને ગાગરમલ તરીકે જાહેર કરી હાજર થયો, અને પારસલ આવેથી બડાબજાર કલકતા મોકલવાની ખબર આપી ચાલ્યો ગયો. એજ કારણથી એ પારસલ કલકતા મોકલી દીધું.

તેના જવા પછી એક સંન્યાસીની રંગપુરની પોસ્ટ ઓફીસમાં એજ પારસલની શોધ માટે ગઇ, પરંતુ તેણીએ કંઇ વધુ નબતાવવાથી કોઇએ કંઇ સંદેહ કર્યો નહીં.

જયારે કલકતા બડા બજારમાં સંન્યાસિની પહોંચી ત્યારે માલુમ પડયું કે ગાગરમલના હુકમથી તે પારસલ ગાજીપુર મોકલાઇ ગયું છે.

આવી રીતે એક જણને સાથે ન લઇ જતાં, પારસલ ફરી પોસ્ટ મારફતે હિંદુસ્તાનની પુર્વ બાજુથી પશ્ચિમની હદ સુધી લઇ જવાના વિચારની બાબતે અધીકારીઓનાં મન વહેમાયાં. એજ કારણે અટકળ કરવાં આવી કે જરૂર એમાં કોઇ ખાસ કામની ચીજ છે. અને મોકલવા વાળો જબરી સીફતથી તેને બ્રીટીશ હિંદુસ્તાનથી બહાર લઇ જવા માગે છે. પેશાવર પાર થયા પછી તેનો મતલબ વગર મહેનતે પુરો થઇ જશે.

સાથે સન્યાસીની પણ ખબ પીને લાગી છે. રંગપુરથી તે દરેક પોસ્ટ ઓફિસમાં પારસલને માટે પુછે છે અને કહે છે કે, ગાગરમલ નામનો કોઇ માણુસજ નથી. વળી અલાહબાદ આવ્યા પછી તેથી પણ ગુમ થઇ ગઇ.

લાહોરમાં પણ એજ માફક પારસલ લેવા ગાગરમલ પોસ્ટ ઓફિસમાં પહોંચ્યો અને કરવનું હતું તે કરી પણ ચુકયો હતો. એટલામાં સોહન્ના—સારંગન્ના—સામન્ના—શબ્દો લખેલો એક તાર તેને તાર માસ્તરે આપ્યો હતો. મોકલનાર ગાજીપુરથી ગાગરમલ અને લેનાર ગાગરમલ કુંડાલાલ હતું. પોલિસથી તપાસ કરતાં જણાયું કે ગાજીપુરમાં ગાગરમલ નામનો કોઇ માણુસજ નથી.

પરંતુ ગાજીપુરના તાર માસ્તરે કહ્યું કે, એક હિંદુસ્તાની સ્ત્રી તાર આપી ગઇ હતી કામની ભીડથી તેણીને બરાબર જોઇ ન હતી.

આ બધી વાતોથી સંદેહ વધુ મજબુત થયો.

હવે પેશાવરની પોસ્ટ ઓફિસને સરકારી તોરથી એક તાર આવ્યો કે "એક શક ભરેલું પારસલ ગાગરમલ કુંડાલાલના નામનું પેશાવરના પોસ્ટ માસ્તરની કેરમાં રવાના થયું છે. તે રંગપુર, કલકતા, ગાજીપુર, અલ્લાહબાદ અને લાહોરથી ફરતું ફરતું ત્યાં આવે છે તેને ડીપોઝીટ રાખો. જે કોઇ એ પારસલ લેવા આવે તેને ગીરફતાર કરો. પારસલ લેવાને માટે અમારા તરફથી ડીટકટીવ સાવલસીંહ રવાના થાય છે."

## પ્રકરણ ચોથું.

### કાપેલું માથું.

બરાબર ટાઇમસર પારસલ પેશાવરની પોસ્ટ ઓફીસમાં પહોંચ્યું; પોલિસના કરવૈયાઓ આગળથીજ ત્યાં છુપાયલા હતા, પરંતુ કોઇ માણુસ તેને લેવા આવ્યું નહીં. પારસલ પહોંચતાંજ તે પોલિસના હાથમાં ગયું. ગાગરમલનો કંઇ પતો નહીં મળ્યો કે નહિં તેના તરફનું કોઇ માણુસ આવ્યું.

એક દિવસ, બે દિવસ, ત્રણ દીવસ ન કોઇ માણસ આવ્યો કે ન તે સન્યાસિનીનાં દરશન થયાં. અલાહબાદ, લાહોર અને પેશાવર બધે તપાસ કરી પણ ગાગરમલ અથવા સંન્યાસિનીની કંઇ ખબર મળી નહીં.

હવે એવી અટકળ કરવામાં આવી કે, તેનો કોઇ પણ માણસ ગાજીપુરમાં હતો, જેણે છુપો તાર મોકલી લાહોરમાં એ ગાગરમલ નામ ધારીને ખબરદાર કરી દીધો. જરૂર સોહના, સારંગના, સાગના નો કોઇ છુપો મતલબ છે.

બધું થયું પરંતુ સાવલસીંહના પહોંચ્યા વિના કોઇને પારસલ ખોલવાનો અધીકાર ન હતો, એથી બધા તેની રાહ જોવા લાગ્યા.

આ તરફ સાંવલસીંહ પણ બરાબર વખતે પેશાવર પહોંચ્યો. તેણે રસીદ આપી ધારા માફક તે પારસલ પોતાના કબજે લીધું અને બધા કલાર્કો અને પોલિસ ઓફીસરોની સામે ખોલ્યું.

પારસલ બહુ સંભાળથી એક કપડામાં વીંટાળેલું હતું. દરેક બંધ ઉપર બરાબર મહોર ( શીલ ) કરવામાં આવી હતી. તે શીલમાં પણ સોહના, સામના, સારંમના દસ્કતો ખોદેલા હતા. કપડાંની અંદર એક બોકસ હતું તે પણ સંભાળથી ખોલવામાં આવ્યું. તેના અંદર લાકડાનો છોલ ભર્યો હતો, તેને બાજુ ઉપર કરતાં અંદરથી બહુ કાગળ લપેટેલી એક બોટલ નીકળી.

સાવળસીંહ લપેટેલો કાગળ ઉખેડવા લાગ્યો. અંદર શું છે તે જાણવા માટે લોકો તેના પર આંખો ટેકવી જોવા લાગ્યા. જ્યારે અંદરની ચીજ નીકળી—"અરે ! બાપરે !" કહેતાં બધા એકદમ પાછળ સરકી ગયા.

સાંવળસીંહ પણ એકાએક કુદી જરા દુર ઉભો રહયો. બોટલની અંદર એક કાપેલું સુંદર માથું જોઇ બધા માણસો પહેલાં ડરી ગયા. ફરી નજીક જઇ જોતાં, પહેલાં તો શક ગયો કે તે મીણનું બનાવેલું છે પરંતુ અર્ધ ઉઘાડી આંખો અને વીખરાયલા વાળથી સજાગર અને જીવતા જેવા ચ્હેરો જોતાં જણાયું કે તે સુંદર બાળીકાનું શીર હમણાંજ બોલી ઉઠશે. આવી ચહેરે નમુન સુંદરીનું માથું કાપનાર કોણ હત્યારો હશે ? ગળું જોતાં તે કોઇ તેજ હથીયારનો ભોગ થઇ પડેલાનું જણાતું હતું.

જેનું માથું કાપેલું છે તેની ઉમર તેર વરસથી વધારે નહિં હશે એમ અનુમાન થઇ શકતું હતું.

બોટલ અંદર એક ચોકસ અવાહીમાં એ શિર રાખેલું હતું. હમણા પણ જોતાં જણાતું હતું કે આ ઘડીએજ તેને ધડથી અલગ કરવામાં આવ્યું છે.

લોકો કહેવા લાગ્યા, "અરે ભગવાન! આ દુનીયામાં પણ કેવા કઠોર અને નિર્દય માણસો છે. આવું કમકમાટ ભર્યું કામ કરવા વાળા ચંડાલ પણ આ સંસારમાં છે ખરા!"

તે બોટલની અંદરની ચીજ જોઇ બધા એકવાર સ્તબ્ધ થઇ રહ્યા. શું ધાર્યું હતું અને શું થઇ ગયું. ભલા કોઇને સ્વપને પણ કયાં ખબર હતી કે, આ પારસલમાં એક સુંદર બાલિકાનું શિર છે? જે પારસલે આ ખા દેશમાં ચળવળ પેદા કરી તેમાં આખર નીકળ્યું શું? એક છોકરીનું કાપેલું શીર!

અત્યાર સુધી સાંવળસીંહ મુંગે મહોડે બધાની વાતચીત સાંભળી રહયો હતો, તેણે હવે તેઓને પુછ્યું, "આપ લોકોમાંથી કોઇ સાહેબ આ છોકરીને ઓળખી શકો છો?"

સાંવળસીંહનો બોલ સાંભળી બધા નજીક જઇ જોવા લાગ્યા, પરંતુ કોઇ તેને ઓળખી શકયું નહીં. બધાએ એમજ કહ્યું કે આવી છોકરીને અમે કદી જોઇ નથી.

"સારું, તમારામાંથી કોઇ એવી અટકળ કરી શકશે કે આ છોકરી કઇ જાતની હશે?" સાવલસીંહે પુછ્યું.

કોઈએ કાશ્મીરી કહી, કોઇએ પઠાણ જાતીની તરીકે ઓળખાવી અને કોઇના ખ્યાલમાં તો તેણી કોઇ પહાડી જાતીની છોકરી લાગી.

હવે સાંવળસીંહે બોટલ ઉઠાવી અને તેના પર પેલો બદ્દ્યુ કાગળ લપેટતાં કહ્યું. "ત્યારે તમે લોકો આને માટે કાંઇ બરાબર અટકળ નથી કરી શકતા?"

કોઇ કાંઈ બોલ્યું નહીં. સાવળસીંહ બોટલ લઇ પોસ્ટ ઓફિસથી બહાર નીકળ્યો જોત જોતામાં આ અદભુત મામલાની ખબર આખા શહેરમાં ફેલાઇ ગઇ.

ચોથીજ વારમાં મહોલ્લે મહોલ્લે થાળી ફેરવવામાં આવી કે, “ બોટક્ષમાં એક કાપેલું શિર મળ્યું છે. બધા તેને શહેર કોટવાળીની પાસે જઇને જુઓ અને ઓળખો કે એ કોણનું માથું છે ? એ શીરને બરાબર ઓળખી પતો આપી શકનારને સરકાર બાહાદુરના તરફથી પાંચસો રૂપીયા ઇનામના મળશે.”

## પ્રકરણ પાંચમું.

### ડિટેકટીવની તપાસ.

સાંવળસીંહ આ કાપેલું માથું લઇને મોટી આફતમાં પડયો. થાળી સાંભળી કોટવાળીમાં લાખો માણસો આવ્યાં પરંતુ કોઇ શિરને ઓળખી તે કોણનું છે એ જણાવી શકયું નહીં. સાંવળસીંહ તે માથું લઇ લાહોર ગયો. ત્યાં પણ એવીજ રીતે થાળી પીટાવી એ શીર બધાને દેખાડયું, પરતુ કોઇએ તે ઓળખ્યું નહીં. ત્યાંથી પણ નિરાશ થઇ ડીટેકટીવ માથા સાથે અલાહબાદ પહોંચ્યો.

અલાહબાદમાં પણ તે બધાને બતાવવામાં આવ્યું. અહીં પણ તેને કોઇ ઓળખી ન શકવાથી સાંવળસીંહ હવે તે શીર લઇ પુર્વે તરફ બધ્યો.

કાશી, ગાઝીપુર, પટણા, કલકતા બધે દેખાડવા છતાં પણ કંઇ પતો ન મળ્યો, કે ન કોઇ એમ પણ બતાવી શકયું કે આ શીરવાળી છોડી કઇ જાતની છે ? હવે સાંવળસીંહ આસામની તરફ ચાલ્યો. રંગપુર, ધુબડી અને ગૌહાટી થઇને ચમક કામાક્ષાના મંદીરમાં પહોંચ્યો. ત્યાં પહોંચતાં તો ડિટેકટીવ સાફ ના ઉમેદ થઇ બેઠો ને સમજ્યો કે હવે તો આ બાલિકાનો પતો કેથે પણ નહીં લાગી શકે.

કામાક્ષા દેવીના પુજારીઓને પણ દેખાડયું. તેનાથી જણાયું કે તેઓએ પણ આ બાલિકાને કદી જોઇ નથી.

જ્યારે સાંવળસિંહ કામાક્ષા દેવીના પુજારીઓ સાથે વાત કરી રહયો હતો, ત્યારે તેની નજર બે કુમારીકાઓ પર પડી. ત્યાં આવી છોકરીઓની

કંઇ ખોટ નથી. હજી પણ એવી બાલીકાઓ ત્યાં ઘણી છે. ભીખ માગી તેના પર જીવવું એજ તેણીઓનો રોજગાર છે.

તે બંને કુમારીઓ અંદરો અંદર કંઇ વાતો કરી રહી હતી, પરંતુ વચ્ચે વચ્ચે તે બોટલની તરફ પણ જોતી જતી હતી. આ ઉપરથી સાંવલસીંહ સમજ્યો કે જરૂર તેણીઓ આ બોટલને માટે વાત કરે છે. યાતો તેણીએ આ શિરને પીછાણુતી હોય, યા તેનો કાંઇ ભેદ જાણતી હોય!

વળી તેણીઓના ચહેરા સાથે આ કાપેલા શીરનું પણ કંઇ [illegible] પણું સાવલસીંહને લાગ્યું. તે કાંઇ પુછવાનું વિચારી તે સુંદરી[illegible] ચાલ્યો. આ તરફ તેને પોતા તરફ આવતો જોઇ તે બન્ને [illegible]વા લાગી. સાવલસીંહ પણ "પકડો! પકડો!" ની બુમો પા[illegible] પાછળ દોડયો.

તેની સાથે ગોહદીના ચાર કોન્સ્ટેબલો પણ હતા. તેઓએ [illegible]કરીઓને પકડી લીધી.

તે બંને હાથ છોડાવી ભાગી છુટવા કોશેશ કરતી હતી, પણ સાવલસીંહે નજીક જઇ તેણીઓને સમજાવા માંડયું, "ડરો નહીં, બીહવાનું કંઇ કારણ નથી. તેમ તમોને કોઇ પકડતું પણ નથી, ફકત મ્હારા એક બે સવાલનો જવાબ આપી અહીંથી જવાની તમોને છુટ છે."

હવે બંને સ્થિર ઉભી રહી, એક બીજાનું મોહડું જોવા લાગી.

આ ધડપકડ સાંભળી ઘણાં માણસો ત્યાં આવી ગયાં. આ બન્નેની સામે કાંઇ પણ પુછવું ના મુનાસબ ધારી સાવલસીંહે કહ્યું. "જુઓ ગભરાઓ છો શા માટે? અમે લોક માણસ છીએ કંઇ વાઘ બાઘ નથી કે ખાઇ જઇશું! પુજારીને ત્યાં અમારો ઉતારો છે. અહીં માણસો બહુ ભરાઇ જવાથી ચાલો ત્યાં જઇએ. બેએક વાત પુછવી છે, તેનો જવાબ આપીને તમે બંને જણીઓ ચાલી જજો."

હવે છોકરીઓના પેટમાં જરા જીવ આવ્યો. તેઓ તેની સાથે પુજારીને ઘેર ગઇ. બધાં માણસોને દુર કરી તેને કંઇ ખાવાનું [illegible] પછી સાંવલસીંહે પુછ્યું, "તમારાં નામ શું છે?"

તે બંને એક બીજીની ગોદમાં મોહ છુપાવી હસવા લાગી. કોઇએ જ

વાબ આપ્યો નહીં ત્યારે સાવલસીંહે એકનો હાથ પકડી કહ્યું. "તારૂં નામ શું છે ?"

"ગંગા"

"અને તારૂં !" બીજીને પુછ્યું.

"જમના છે." બીજીએ જવાબ આપ્યો.

"નામ તો ઘણાં સારાં ! તમે બંને બહેનો છો કે શું ?"

"તે કંઇ ખબર નથી,"

"તમારાં માબાપ છે ?"

"તે પણ ખબર નથી. અમે બંને કુમારી છીએ."

બહુ દુર દુરથી સ્ત્રી પુરૂષો આ કામાક્ષા દેવીની માનતા કરતાં હતાં કે આ વખતે જો છોકરી આવશે તો હે દેવી ! તમારી સેવામાં દઇ દઇશું. પોતાની એ કામના પુરી થવા પછી વખત મળતાં તેઓ પોતાની કન્યા દેવીને આપી જતાં હતાં. આવી કન્યાઓનું ભરણ પોષણ આ દેવી મંદીરથીજ થાય છે. મંદરાજ જીલ્લામાં આ રીત ઘણા જોરથી ચાલે છે. *

"સારૂં, ગંગા અને જમના !" સાવલસીંહે કહ્યું. "તમોએ આ છોકરીને નથી જોઇ ?".

જવાબ ન દેતાં ગંગા જમનાનું અને જમના ગંગાનું મોંહ જોવા લાગી. સાવલસીંહે ફરી કહ્યું, "જુઓ તો ! કોણ જાણે કોણ ચંડાળે આ સુંદર બાલિકાનું માથું કાપી તેને એક પોટલામાં પેક કરી રાખ્યું છે. અમારૂં નીકળવું એટલા માટેજ છે કે, ફાવે ત્યાંથી પણ એ હત્યારા ખુનીને પકડવો. તમોએ તેને અહીં જોયો છે ?"

"ના, ના." જમના બોલી.

"તમે ડરો નહીં." સાવલસીંહ સધીયારો આપતાં બોલ્યો. "ખરા ખબર આપવાથી ઘણા રૂપીયા તમોને મળશે. વળી જો ખુની પકડાયો તો

---

* હમણાં આપણી માયાળુ સરકારે આ ઘાતકી રીવાજ સામે અટકાવ નાખી, ગરીબ કન્યાઓ પર ગુજરતો જુલમ અટકાવ્યો છે.

સરકાર તરફનું ઈનામ પણ તેમાં ઉમેરાશે. તમોએ આને કયાંઇ જોઇ હતી ? અહીં અથવા બીજી જગોએ. "

" ના. અમોએ આ છોકરીને કોઇ જોઇ નથી. " જમના બોલી.

" તો પછી આને માટે તમે અંદરો અંદર શી વાતો કરતી હતી ? "

ફરી બંને એક બીજાના મોંહ જોવા લાગી. સાવલસીંહે કહ્યું. " બીહવાનું કાંઇ પણ કારણ નથી. ઉલટું રૂપીયા મળવાની આશા છે. "

" આ શિર અમોએ જોયું છે. " આખર જમના હીંમત કરી બોલી.

" કયાં ? "

" આ બોટલમાં. "

" કયાં જોયું હતું ? "

" આ બોટલમાં અહીં. "

" અહીં કઇ જગોએ ? "

" એક જોગણની પાસે જોયું હતું."

આ છેલ્લો બોલ સાંભળી સાવલસીંહ ખુશ થયો, અને બંને છોકરીઓને એક એક રૂપીયો આપી મનમાંજ બોલ્યો—

" આટલા દિવસે એક કડી મળી. જણાય છે કે આ માલ પેલી સન્યાસિનીની પાસે હતો, જેણી જોત જોતામાં મુઠીગંજમાં મુઠીભર ધુળ આંખમાં નાખી, મ્હારી મુઠીમાંથી ગુમ થઇ ગઇ. અને પેલો ગાગરમલ આ માલને લઇ ન્હાસી જતો હતો. "

" તેણી અહીં હતી ? " જમનાને ડિટેકટીવે પુછયું.

" હા, અહીં આવી હતી."

" કેટલા દિવસ થયા હશે ? "

" લગભગ એક મહીનો. "

" તે વખતે આ સિર તેણી પાસે હતું ? "

" હા, પણ તે કોઇને દેખાડતી નહીં ન કોઇને અડકવા દેતી." જમના બોલી. " એક સાદા કપડામાં હમેશ તેણી ઢાંકી રાખતી હતી. તેણીની આવી રીતભાતથી એ કપડા અંદરની ચીજ જોવાને અમારૂં મન ખેંચાયું,

પરંતુ તેવો વખત મળતો ન હતો. એક દીવસ તેણી બહાર ગઇ છે અને ઘરમાં નથી એવો વખત જોયો. અમારૂં ખેંચાણુ અજમાવવાનો લાગ મળેલો જોઇ તે કપડું ઉચક્યું તો. અંદર એટલામાં કપાયલું માથું જોઇ અમે બંને ત્યાંથી નાશી ગઇઓ. "

" એ વાત તમોએ બીજા કોઇને શા માટે ન કહી ? " સાવલસીંહે પુછ્યું.

" અમોને એવી બીક લાગી કે, એ જોગણુને ખબર પડે તો ગુસ્સે થઇ અમોને બાળીને ભસ્મ કરી નાખે ! " જમના બોલી.

આ નાદાન કુમારીઓના વહેમથી સાવલસીંહ ગનમાંજ હસ્યો. કારણ ત્યાંની વસ્તીમાં પીસેસેફી ઉપયેગી થઈ પડે તેમ ન હતી. જ્યારે આ છો કરીઓ પાસેથી વધુ કાંઇ જાણવાની આશા ન રહી ત્યારે તેને એક એક રૂપીયો આપી વિદાય કરી. તપાસ કરતાં તેને એમ પણ જણાયું કે, એ સંન્યાસિની એક મહીનો થયાં અહીં આવી હતી. અહીં તેણી પોતાને બ્રહ્મવાદીની માતા તરીકે ઓળખાવતી હતી. પરંતુ ગાગરમલનો કંઈ પતો લાગ્યો નહીં તરતજ તે કાપેલાં માથાં સાથે સાવલસીંહ કલકત્તે પાછો ફર્યો અને તેનો એક ફોટો લઇ, રસાયણી તપાસને માટે તેને એકઝામીનર ની તરફ મોકલી પોતે અલાહબાદ ચાલ્યો આવ્યો.

## પ્રકરણ છઠું.

### ગીરનારી સાધુ મંડળ.

ગીરનાર પર્વતની છબી પણ આપણા દેશમાં એક અનુપમ વસ્તુ છે. સુંદર વૃક્ષ, લતાઓ અને રમણીય વનમાં મધુર સ્વરના પક્ષીઓના મનોહર શબ્દો, અને હરીયાળી ભુમી જોતાં કુદરતે દુનીયાઇ સુખની તમામ સામગ્રી ત્યાં તૈયાર રાખેલી છે. અનેક સાધુ સંતો ત્યાં એવા એવા પડયા છે કે, ગીરનારની મધુરતાને છોડી તેઓ નીચે આવવાનો ખ્યાલ વટીક કરતા નથી.

વસંતની સુંદર સડવારે બે ખુબસુરત બાળ સાધુઓ ગળામાં વનફુલ ની માળા નાખી, મધુર અવાજથી વેદ ગાન કરતા કરતા સુકાં ઝાડો પર થી લાકડાંઓ લઇ રહ્યા હતા. બંનેની ઉમર લગભગ તેર વર્ષની હતી. વાંકાં ચુંકાં થઇ ખભા પર ઉડી રહેલા ભુરા બાલ પરથી જણાતું હતું કે હજી તેઓ જટાધારી થયા ન હતા. તેઓના વાળ તેલથી ભીંજાવલા દેખાતા હતા. ત્યારે આ ગીરનારની ગુફામાં તે બાળકોના માથામાં તેલ કોણ નાખતું હતું ?

ગળાથી એડી સુધી ભગવો ઝભો, રૂદ્રાક્ષની માળા અને ખુલા પગ વ નની શોભામાં ઓર વધારો કરી રહ્યા હતા. બંનેને જોતાં એમ લાગતું હતું કે, બ્રહ્માએ એકજ વખતે એકજ સંચામાં ઢાળીને કેમ જાણે બે પુતળાં બનાવ્યાં હોય ! આ બાલ જોગીઓને જોતાંજ ઋષી વાલ્મીકીના આશ્રયવાળાં ફુલાં બે બાળકોની વાત યાદ આવી જતી હતી.

એટલામાં એક નીચે જોઇ ચોંકી બોલી ઉઠયો—" જુઓ ! જુઓ ! અરે તે ! "

પહાડના નીચેના ભાગમાંથી ફરતો ફરતો એક રસ્તો ઉપર આવે છે. જે ઉપરથી તો ફકત એક સફેદ દોરી જેવોજ દેખાય છે. તે રસ્તા પર થઇ એક માણસને ઉપર ચઢતો જોઇ સાધુ બાળક ઉપલા શબ્દો બોલ્યો. તેના જોડીયાએ પણ આજુબાજુ જોયું પરંતુ ઘણે દુરથી એ તેને કઇ નાદની ચીજ જેવું લાગ્યું. તે ઓળખી ન શકયો, એટલામાં ફરી પહેલા એ કહ્યું. " કેમ લાલભાઇ ! ઓળખો છો ? "

" ના લાલી ! " તેણે જવાબ આપ્યો. " હું તો દેખતોજ નથી. પણ હવે તો લાકડાં છોડી બંને હરણ ફાલ દોડયા. પહાડી રસ્તો ... નો જાણીતો હતો. પત્થર વાળી જમીન પર પણ તેઓ એક મખમલી ચાદર માફક દોડી નીચે ચાલ્યા ગયા.

નીચે એક સન્યાસીની ધીરે ધીરે આવી રહી હતી. તેણી તેજ હતી કે, જે ગાઝીપુરમાં હરિરામ ઉપાધ્યા અને અલાહબાદમાં સાવલસીંહને મળી હતી.

લાલ અને લાલી બંને મા ! મા ! કહેતા પાસે આવ્યા. લાલે ત્રિશુળ અને લાલીએ કમંડળ લઇ લીધું. બ્રહ્મવાદિની માતાએ પણ તેઓને ગોદમાં લઇ ચુંબન કર્યું, એટલે એકે કહ્યું " મેં ઉપરથીજ તેમને ઓળખી

લીધાં, મા ! લાલી તમને ન ઓળખી શકયો."

માએ ફરી તેને ચુમન કર્યું. લાલીએ કહ્યું. "હું તો થોડે દુર હોય તાં માને ઓળખી કહાડું છું !" માજીએ તેને પણ ચુમ્યો. હવે બંને બાળક આજુ બાજુ અને વચ્ચે માજી, એવી રીતે ત્રણે તે પહાડ પર ચ ઢવા લાગ્યાં.

ત્રણે એક આશ્રમના બારણા પર જઇ પહોંચ્યાં. લાલ અને લાલી બંનેએ બાઇ બાઇ કહી અવાજ કર્યા. બે વખત અવાજ કર્યા પછી એ ક જવાન સાધુ અંદરથી બહાર આવ્યો.

માજીને દેખતાંજ તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું. "માજીના આવવા બાદના કંઇ ખબર ન હતા."

"હા, બેટા ! હમણાં દેશમાં આવવાની કંઇ જરૂર ન હતી." તે જ વાન સાધુનું માથું ચુમતાં તેણી બોલી. "અને એટલા માટે ખબર પ ણ ન આપી, પરંતુ એક જરૂરી બાબતને માટે આમ એકા એક આવવું પડયું છે. આરામને વખતે બધું જાણશો."

લાલી દોડતોકને કુટીમાંથી વાઘ ચર્મ લઇ આવ્યો. હાથ મ્હોં ધોઇ સંન્યાસીની વાઘચર્મ પર બેઠી.

જવાન જોગી પણ લગભગ ચોવીસ પચીસ વર્ષનો હશે. સુવર્ણ કાન્તી જેવો ચમકતો ચ્હેરો અને ભવ્ય પેશાની સાથના આ જવાનને જોઇ સ્ત્રી ઓના મનમાં એ સવાલ થતો હતો કે, હાય ! આવા સુંદર બેટાએ કયા દુખથી ઘર છોડી સંન્યાસ લીધો હશે !"

તે જવાન સંન્યાસીનું નામ પ્રેમાનંદ હતું. માજી આવવાના ખબર સાંભળી આસપાસના બધા ગીરનાર વાસી સાધુઓ ત્યાં આવ્યા. બધા બ્ર હ્મવાદિનીને દેવી સમાન ભકિતથી જોતા હતા. બધાએ તેણીના પગ પાસે ની ધુળ લઇ પ્રણામ કર્યા, અને થોડીવાર કુશળ મંગળની વાતો કરી, દરે ક જણે પોતાની કુટીમાંથી જે વહાલી વસ્તુઓ હતી તે બધી માજીના આ ટે મોકલી દીધી.

લાલ અને લાલીએ પણ ખાવાનો સામાન પડાવ્યો.

જે મલ્યું તે સંન્યાસીનીએ હોંશથી ખાધું. હાથ મ્હોં ધોઇ બેઠા પ છી બંને બાળકો સેવા કરવા લાગ્યા.

# પ્રકરણ સાતમું.

## શાન્ત ગુફતેગો.

રાતનાં જ્યારે લાલ અને લાલી બન્ને સુઇ ગયાં ત્યારે સન્યાસિની ના ઇશારાથી પ્રેમાનંદ બહાર આવ્યો. હવે બન્ને કુટીથી થોડે દુર જઇ એક પત્થર પર બેઠાં.

સ્વચ્છ આકાશનો નિર્મળ ચંદ્ર પોતાનો શિતળ પ્રકાશ આ કુદરતી હરી યાળી પર ફેંકી તેની સુંદરતામાં ગોયા ઓર વધારો કરી રહયો હતો. થોડો વાર સુધી તો બન્ને ચુપ ચુપ કુદરતની આ અદભુત કારીગિરી જોતાં રહ્યાં. પણ એટલામાં સન્યાશીનીયે કહ્યું—

"મ્હારા આવવાથી તમોને કંઇ અજાયબી લાગી છે?

"હા લાગી તો છે." પ્રેમાનંદે જવાબ આપ્યો. "કેમકે તમારા આ વવાના ખબર બિલકુલ મળ્યા ન હતા."

"હુ તમોને એકાદ બે જરૂરી વાતો કહેવા આવી છું."

"શી આજ્ઞા છે? તમે તો મ્હારા દિક્ષા દાતા ગુરૂ છો, સ્નેહમયી જનની છો. જે હુકમ હોય તે શીર માટે છે."

"હા, પણ હું કાંઇ તારી જન્મ દેનારી માતા નથી."

"તેથી શું થયું?" તે જોગી પ્રેમાનંદ બોલ્યો." તમારેજ મ્હોંયેથી મ્હેં સાંભળ્યું હતું કે જન્મ આપનાર માતા પીતા તો જન્મ આપીને મરી ગયાં છે. જ્યારે હું બુમો પાડતો મ્હારાં મરેલાં મા બાપ પાસે જવાની તે યારીમાં હતો, ત્યારે કોઇ જંગલી જાનવરની બીકથી તમે મને ગંગા કીનારેથી લઇ આવ્યાં છો. અને ત્યારથી એક માતા તરીકેની દરેક ફરજ તમે બજાવતાં આવ્યાં છો. જન્મ દેનારી માતાનું સુખ આથી વધુ હશે કે કેમ? તે હું શી રીતે જાણું?"

"હા, તે બરાબર છે." સન્યાસીની બોલી. "હું એક ભીખારી હોવાથી તારું પોશણ નહીં કરી શકું એવા વિચારથી મ્હેં પહેલાં ત્હારાં સગાં સંબંધી અને વારસોને માટે તપાસ કરી હતી, પણ કેથે પતો લાગ્યો નહીં.

"હા, તે મ્હેં તમારી પાસેથી સાંભળ્યું છે," પ્રેમાનંદ આભારના ઉદગારથી બોલ્યો "તમે ઘણા મઠોમાં મને સોંપવાને માટે ગયાં જ્યાં બધા કહેતા હતા કે આ બાળકમાં રાજ્ય લક્ષણ છે. સાધુના મઠમાં લઈ તેને શું કરીએ ?"

"હા તેપણ બરાબર છે." તેણી બોલી "સન્યાસીની હોવા છતાં પણ આખર મ્હેંજ તને પાળ્યો."

"અને તમે તો લાલ અને લાલીને પણ એવીજ રીતે મોટા કર્યા છે." પ્રેમાનંદે કહ્યું.

"હા" જવાબ મળ્યો.

"પણ હજુ સુધી તમોએ એ નથી બતાવ્યું કે" પ્રેમાનંદે વધુ જાણવા પુછ્યું "એ બાળકો તમોને કયાં મળ્યાં ?"

"તે બધું ધીરે ધીરે જાણવામાં આવશે." સન્યાસીની બોલી "હમણા હું જેને માટે આવી છું તે વાત સાંભળો તને ખબર હશે કે હું કંઇ ભવિષ્ય પણ જાણું છું."

"એ તો ડાહ્યા લોકોને ખબર છે." પ્રેમાનંદે કહ્યું.

"અને જો મ્હારૂં જાણવું બરબર થયું તો તને રજ્ય મળશે." સંન્યાસીની બોલી.

"પરંતુ હમણાં તો હું સન્યાસી માંજ ખુશી છું" પ્રેમાનંદ બોલ્યો. "રાજા થવાની મને લાલચ નથી."

"તે ખરૂં પરંતુ નસીબ આગળ બધા હાર્યા છે." સન્યાસીની બોલી "જે થવાનું છે તેને ભોગવ્યા સિવાય માણસને છુટકોજ નથી."

"એ શું ? કેવો હુકમ છે ?" પ્રેમાનંદે સન્યાસીનીની વાત સાંભળી અજાયબીથી પુછ્યું. "માર્મિક શબ્દો શા છે ?"

"તે એક એવી વાત છે કે ત્હારે ભગવાં ઉતારી સન્યાસ છોડવો પડશે"

સન્યાસીનીનો આ વાકય સાંભળી પ્રેમાનંદ ચોંકી ઉભો થઇ જતાં બોલ્યો, "હેં ! આ શું કહો છો માજી !"

"કહું છું એમ કે, ત્હારે સન્યાસ છોડવો પડશે." તેણીએ ફરી બાપરવાઇથી એટલુંજ કહ્યું, પણ પ્રેમાનંદતો કંઇ જોરમાં આવી બોલ્યો, "નહિં માજી ! આવી વાત કદી પણ આપના મોહડામાંથી નથી નીકળી.

બચપણથીજ મ્હને બ્રહ્મચર્ય શીખવાડયું અને છ વર્ષ થયાં તો મંત્ર પણ આપ્યો છે. આ જગતમાં તમારી દિક્ષાનું માન જો કાઇને પણ હોય તો તે ફક્ત હું એકલોજ છું. વળી તમારા આપેલા મંત્રની સાધના આજ છ વર્ષથી કરી રહયો છું તો શું હું હવે સ્વર્ગનું અચળ સુખ છાડી ગ્રહસ્થી બનું ? એ શી વાત છે ? કંઇ--"

" હા તે ત્હારી સમજમાં નહીં આવે બેટા ! " સંન્યાસીની બોલી " ત્હારાથી પણ મ્હોટા અને કઠોર સંન્યસીઓ પણ ગ્રહસ્થ બન્યા છે."

"જેને માટે તમો કહો છો તેઓને હું ઓળખું છું." પ્રેમાનંદ બોલ્યો.

" નિત્યાનંદ, નતાઇ અને નમાઇની વાત હું કહું છું." સન્યાસીનીએ કહ્યું " તેઓ પણ બચપણનો જોગ ઉતારી બુઢી ઉમરમાં ગૃહસ્થી બન્યા છે."

" તો પછી શું છે ! "

" નહિં બેટા ! એમ આતુર ન થા. " તેણી સમજાવટથી બોલી. " સન્યાસ છોડવાની ત્હારી ઉપર ફરજ આવી પડી છે."

થોડોવાર વિચાર કરી પ્રેમાનંદ બોલ્યો. " તમે મ્હારી ધર્મની માતા છો, વળી મંત્ર પણ આપ્યો હોવાથી તમારી અજ્ઞાનું ઉલંઘન નથી કરી શકતો, પરંતુ--"

" શું પરંતુ ! "

" એ કે આપે આટલા દિવસ સુધી મને જોગી તરીકે શા માટે રાખ્યો ? "

" આટલા દિવસ સુધી ત્હારે આમ રહેવુંજ લાયકનું હતું."

" કંઇ પુછવાનો મને અધિકાર તો નથી, " પ્રેમાનંદ ઓસકાતો બોલ્યો, " પરંતુ આટલો લાંબો સન્યાસ છોડાવવાનું કારણ સાંભળવામાં હું ગેરવાજબી નહીં હોઉં ! "

" હા તે સાંભળવામાં તું તદન વાજબીજ છે." તેણી બોલી " અને તે કહેવા માટેજ હું અહીં આવી છું. મ્હારૂં કહેવું સાંભળ્યા પછી ત્હારો દર વખતનો સવાલ ' વાત શું છે ? ' નહીં રહે."

હવે પ્રેમાનંદ કંઇ ન બોલતાં ચુપ બેઠો. સન્યાસીની પણ ચુપ રહી કંઇ ગંભીર ચીન્તામાં થોડો વખત પરોવાઇ ગઇ. ફરી એક વખત ચુપકીદીએ ત્યાં પોતાનો અમલ બીછાવ્યો.

# પ્રકરણ આઠમું.

## બે બાળકોની જન્મ કથા.

"બાલ અને બાલી તરફ તારો પ્યાર છે ?" સન્યાસીનીએ ચુપકીદી તોડી.

"હા, હું તેઓને જીવથી પણ વધુ ચાહું છું." પ્રેમાનંદે કહ્યું "દસ વરસની ઉંમરથી જ્યારથી એ મારી પાસે આવ્યા છે ત્યારથી મને ઘણું ગમે છે. આજ ત્રણ વર્ષથી હું તેને ઉપદેશ કરૂં છું. વળી આશ્રમનું બધું કામ તેઓ બરાબરજ કર્યા કરે છે. તમે પ્યારને માટે પુછતાં હો તો મ્હારે કહેવું જોઇએ કે, હું મ્હારા નાહના ભાઇને એટલો ચાહતે કે કેમ ? તે શક ભર્યું છે."

"તે તો હું જાણું છું." સન્યાસીની બોલી, "પરંતુ કોણ જાણે તેના ઉપર કંઇ દુખ પડે ! પ્રાણસંકટ પણ આવે !"

"હેં ! શું પ્રાણ સંકટ ?" પ્રેમાનંદ ચોંકી ઉઠયો. "રામ ! રામ ! આવા દુધમલ બાળકનું કોણ ખરાબ કરશે ? એવું કદી નહીં બને."

"નહીં, એમ નથી." સન્યાસિની બોલી. "તમે કોઇ એના જન્મની વાત નથી જાણતા."

"પણ વખત પર તે વાત કહેવને માટે તમે કહ્યું હતું ને !" પ્રેમાનંદ યાદ આપતો હોય તેમ બોલ્યો.

"હા તે સમય હવે આવ્યો છે." એટલું કહી સન્યાસીની થોડી વાર ચુપ રહી. પ્રેમાનંદ પણ કંઈ પુછવાનું સાહસ કરી શકયો નહીં. થોડી વાર પછી તેણીએજ ચુપકીદી તોડી.

"જ્યારે કાબુલની લડાઇ જાગી હતી," તેણીએ કહ્યું. "જ્યારે ઇન્સાફી બ્રીટીશ સરકાર સામે કાબુલવાળા આથડી પડયા હતા, તે વખતે હું કંદહારની ગુફાઓમાં હતી. મ્હેં સાંભળ્યું કે સરકારી ફોજ હોંકારા કરતી ચાલી આવતી હોવાથી મરદ અને ઓરતો ગામ ઘર છોડી ન્હાસવા લાગ્યાં છે. જ્યારે દલેર જીવડાઓ યુધ્ધમાં જવા કમર કસે છે ત્યારે બુઢા, બાળક અને ઓરતો પોતાનું જે કંઇ છે તે લઇ પર્વતની ગુફાઓમાં સંતાવા

નીકળ્યાં છે મને પણ છુપી રહેવા માટે ઘણાઓએ કહ્યું, પરંતુ હું અંગરેજ જાતિને સારી રવેશે ઓળખું છું! મને બરાબર ખબર છે કે, એ લોક જે અસલ ખાનદાનના છે તેઓ ઓરત જાત ઉપર કોઇ જાતનો જોર જુલમ નથી કરતા. દુનીયાં પર ઓરત જાત તરફ જેટલું માન અને દયા અંગરેજ લોક દેખાડે છે તેટલું બીજી કોઇ પણ જાતિ નથી દેખાડતી, મ્હેં આ વાત ઘણાઓને સમજાવી પરંતુ કોઇએ મ્હારી ઉપર વિશ્વાસ કર્યો નહીં. બધાં બ્હીકના માર્યાં ન્હાસી ગયાં

"એક દિવસ અર્ધી રાત્રી વીતી ગયા પછી," તેણીએ આગળ ચલાવ્યું. "ખભા ઉપર એક દુખી સ્ત્રીને લાધી કોઇ માણસ મ્હારી ઝુંપડીમાં આવ્યો, તેની સાથે તે સ્ત્રીનો ધણી પણ હતો ઘણે દુરથી બોજા સાથે દોડી આવવાથી તેઓ હાંફતા હતો સ્ત્રીના ધણીની ઉમર ત્રીશ વરસ જેટલી લાગતી હતી. ખભા પરનો બોજો નીચે મુકી તેઓએ મ્હારી પાસે પાણી માગ્યું. પણ પાણી લાવવા પહેલાં તે ખભા પરથી ઉતારેલી ઓરતને મ્હેં જોઇ. જો કે તેણી હમણાં બે ભાન હતી, તો પણ તેનો શાન્ત અને પ્રકાશીત ચહેરો જ કહી આપતો હતો કે તેણી એક ભલા માણસની બેટી છે. તેમ તેણીના ધણીની પણ સુનીયાદ ઉંચી માલુમ પડતી હતી. મ્હે પાણી આપ્યું, તે પીધા પછી તેઓએ કઇ શાન્તી લઇ કહ્યું, સરકારી ફોજ આવી ગઇ છે. અમો ન્હાસી જઇએ છીએ. આ મ્હારી ઓરત છે અહીં તેણે તે બેશુદ્ધ સ્ત્રિ તરફ પ્યારની એક નજર નાંખી "જણાય છે કે તેણી હજી જીવે છે. ગર્ભવતી હાલતમાં છેલ્લા દિવસો પસાર કરતી હોવાથી તેણીથી ચાલી શકાતુ નથી. મેહેરબાની કરી તમો તેને આશ્રય આપ્યો. અહીં તેણીને કોઇ દુખી કરી શકશે નહીં. જો કોઇ સંતાન થાય તેને માટે અમો એટલું છોડી જઇએ છીએ કે, તે જો જીવતું રહે તો હાલના કરતાં પણ વધુ સુખી જીંદગી ગુજારી શકશે. વધારે કહેવાનો હવે વખત નથી."

એટલામાં દુરથી અંગરેજી તોપોના ધડાકા સંભળાયા. તે વધારે વ્યાકુળ થઇ બોલ્યો. "અંગરેજ જો અમોને દેખશે તો કદી પણ નહિં છોડે જો હું જીવતો રહયો તો તમારાં દર્શન કરીશ. મેહેરબાની કરી એટલું બતાવો કે તમે કયાં મળશો ?"

દરેક વરસની આજનીજ તારીખે હું કામરૂ કામાક્ષાના મંદીરમાં

આપની રદ જોઇશ.'' મ્હેં કહ્યું. એ દુઃખી વખતમાં મ્હારાથી વધુ કંઇ કહી શકાયું નથી.

"એટલામાં અંગરેજી બેન્ડ નજીક આવતું સંભળાયું, જે સાંભળી ગભરાટમાંજ તેણે નોકરને કહ્યું, 'આપો! જલદી આપો!'

આ સાંભળી નોકરે કપડામાં લપેટેલી એક ચીજ ઝુંપડીના ખુણામાં ગાળી દીધી અને પોતાના શેઠને ખભા પર બેસાડી ઉતાવળે ચાલવા માંડયું.

સન્યાસીનીના ચુપ રહેવાથી પ્રેમાનંદે પુછ્યુ "તે લોકો શી ચીજ રાખી ગયા. ?"

"એ જોવાનો વખત તે ઘડીએ તો નહિં મળ્યો." સંન્યાસીનીએ જવાબ આપ્યો "હું પેલી સગર્ભા બે હોશ સ્ત્રીની સેવામાં લાગી રહી, પરંતુ કોઇ રીતે તેણી હોશમાં આવી નહીં. બેહોશીમાંજ તેણીએ એક સાથે બે કન્યાઓને જન્મ આપ્યો."

"લાલ અને લાલી!" પ્રેમાનંદ બોલી ઉઠયો.

"હા, તેજ આ લાલ અને લાલી" સંન્યાસીનીએ કહ્યું "આ જોડ બાળકોને જન્મ આપ્યા પછી એક કલાકે તે બિચારી સ્વર્ગે સીધાવી આખી રાત મુડદું અને બાળકોની સંભાળમાં મ્હેં વીતાવી સહવારના એક અંગરેજ લશકરી ફરતો ફરતો મ્હારી ઝુંપડી તરફ આવ્યો, મ્હેં કપ્તાનને મળવા આરઝી કરી, તેઓએ મ્હારી વાત સાંભળી એક ડાકટર આપ્યો ડાકટરે પણ ઘણી મહેરબાની કરી, તે અભાગિનીનું દુખ સાંભળી તેને પણ દુખ થયું બધી તરફથી આરામનો બંદોબસ્ત તેઓએ કરી આપ્યો. અમોને સાથે તંબુમાં લાધાં અને લાશને દફન કરાવી દીધી."

"તે દીવસથી હું તેની હાજરીમાં રહેવા લાગી નોકરો ચાકરો તરફથી પણ પુરતો સંતોષ હતો."

"અને બન્ને બાળકો!" પ્રેમાનંદે પુછ્યું.

"તે બન્ને ડાકટરની મદદથી જીવવા પામ્યાં, અને મ્હોટાં થયાં."

"કેટલા દિવસ તમે લશકરમાં રહયાં ?"

"જ્યાં સુધી લડાઇ ચાલુ રહી" સંન્યાસીની બોલી "છ મહિના પછી અંગરેજ ફોજની સાથે પેશાવર પહોંચી. ત્યાં સેનાપતી પાસેથી જયા

રે મેં રજા માગી ત્યારે તેઓએ દુખી થઇ કહ્યું. 'તમે અહીંજ રહો આ બન્ને બાળકોને ઉછેરવાનો બંદોબસ્ત અમો કરીશું' પરંતુ એ વાતની ના મ્હેં એમ કહી પાડી કે, હું જોગણુ હોવાથી એક જગ્યાએ રહી શકતી નથી.

ફરી તેઓએ કહ્યું સારૂં આ બે બાળકોને અહીં રહેવા દો. તેને ઉછેરવાનું કામ અમો કરીશું ત્યારે મ્હેં કહ્યું, દુખને વખતે તેઓને પાળવાના વચનથી હું તેઓના બાપ સાથે વચનથી બંધાઇ છું, માફ કરો! હું આપની એ માગણી સ્વીકારી શકતી નથી. આખર તેઓએ લશ્કરમાં ફાળો કરી એક હજાર રૂપિયા મને આપવા માંડયા, પરંતુ તે લેવા મેં જ્યારે સાફ ના પાડી ત્યારે એ રકમ તેઓએ લાહોરમાં કીશનચંદ રામલાલની પેઢીમાં જમા કરાવી. સાથે એવો પણ બંદોબસ્ત થયો કે, જ્યાં સુધી આ છોકરાં પંદર વરસનાં ન થાય ત્યાં સુધી દર મહિને તેઓના નામ પર પચાસ રૂપીયા જમા થતા રહે."

"તમોએ તે રૂપીઆ નથી લીધા?" પ્રેમાનંદે પુછયું.

"ના મ્હારા સાધુઓથી રૂપીયાની ખોટ મ્હને કયાં છે!" તેણી બોલી "એ રકમ આ બચ્ચાંઓનાજ નામ પર વ્યાજ સાથે જમા થતી જાય છે. બે વરસ પછી જો ચાહશે તો તેઓને એ રૂપીઆ મળી જશે."

## પ્રકરણ નવમું.

### વિચીત્ર વશીયત-એક માગણી.

"બેર! બહુ બહુ દુખ વેઠી આ બાળકો આટલી ઉમર સુધી પહોંચ્યાં છે." સંન્યાસીની થોડીવાર ચુપ રહી બોલી "પરંતુ તે જાણવાની હવે તને જરૂર નથી. દસ વર્ષનાં થયા પછી તે ત્હારી પાસે આવ્યાં હતાં"

"પણ પેલાની કંઇ ખબર મળી કે?" પ્રેમાનંદે તે છોકરાઓના બાપને માટે પુછયું.

" નહિં તેર વરસ થઇ ગયાં પરંતુ કંઇ ખબર નથી મળી." સન્યાસીનીએ કહ્યું " મને લાગે છે કે તે હવે હયાત નથી. કારણ હું બરાબર આપેલા દિવસે તેઓને બતાવેલા મુકામે જાઉં છું. પરંતુ આજ તેર વર્ષ દરમ્યાન એક પણ વખત મુલાકાત ન થવાથી સમજાય છે, કે તે પણ લડાઇમાં માર્યો ગયો હશે."

" તો પછી હવે આની તપાસ લેવાવાળું કોઇ જણાતું નથી." પ્રેમાનંદે કહ્યું.

" હા હું પણ એમજ સમજું છું. પરંતુ –"

" પરંતુ શું ! કંઇ ખબર મળી છે ! " પ્રેમાનંદે વચ્ચે પુછ્યું.

" નહીં સાંભળો તેજ કહું છું પેલો નોકર એક ચીજ રાખી ગયો હતો ના ? "

" હા, હું પણ તેના માટેજ પુછવા માગતો હતો. "

" જ્યાં સુધી ફોજના સાથે રહી, ત્યાંસુધી તો એ ચીજ જોવાનો વખત ન મળ્યો. " સન્યાસિની બોલી " જ્યારે ત્યાંથી રજા લઇ નીકળી ત્યારે મ્હેં એ ચીજ જોઇ, તો જે કંઇ નજરે પડયું તે ઘણું ભયાનક હતું"

" ભયાનક શું હતું ? " પ્રેમાનંદે પુછ્યું.

"ઘણીજ બીહામણી તે ચીજ હતી." સન્યાસિની બોલી. "એક સાદી બોટલને બહુજ કાગળ અને ઘણાં કપડાંના પડમાં વીંટાળી એક બોકસમાં પેક કરી હતી. બધું ખોલી જોયું તો બોટલમાં–" આટલું કહી તેણી ચુપ રહી ગઇ.

" તેમાં શું હતું ! " પ્રેમાનંદે ગભરાઇને પુછ્યું.

" તેમાં એક તરતનું કાપેલું માથું હતું." સન્યાસીની ધ્રુજતી બોલી.

" કાપેલું ! બાપરે ! કાપેલું માથું?" પ્રેમાનંદે અજાયબીથી પડઘો કાઢ્યો.

" કોઇ પાણીદાર હથીયારથી કાપેલું શિર તેમાં રાખ્યું હતું." સન્યાસીની બોલી " કેમ જાણે હમણાંજ ધડથી જુદું કરવામાં આવ્યું હોય ! "

" અરે ! ત્યારે તો–"

" હા, તે એક સુંદર બાલિકાનું કાપેલું શીર હતું "તેણી બોલી "એવી ખુબસુરત છોકરી મેં કદીપણ નથી જોઇ. "

" પરંતુ ચંડાલને તેણીની ખુબ સુરતી પર મ્હેર ન આવી. " પ્રેમાં નંદ બોલ્યો "કોણ જાણે કયારનું એ કાપેલું હશે. પરંતુ તે સડી ન જતાં તાજુંને તાજુ શી રીતે રહ્યું હશે ! "

" તેને એક જાતના અર્કમાં ભીંજાવી રાખ્યું છે. " સન્યાસીનીએ કહ્યું. " અને તેથીજ તરતના કાપેલા જેવું દેખાય છે. "

" બહુ મઝબની વાત છે ! "

" હા, આજ તેર વરસથી મ્હેં તેને સાચવી રાખ્યું હતું. " સંન્યાસીનીએ કહ્યું. " જ્યારે તે ભલો માણુસ પોતાની સ્ત્રી સાથે તેને પણ મુકી ગયો, ત્યારે જરૂર એ શિર સાથે તેની સ્ત્રી અને બચ્ચાંઓનો કંઇ અંદરખાનેનો સબંધ હોવો જોઇએ. એટલા માટે હું તેને સાથે લઇ બરાબર આપેલા ટાઇમે કામાક્ષાના મંદીરમાં જતી હતી. "

" તો પછી તેનાથી કંઇ સંબંધ જણાયો ? " પ્રેમાનંદે પુછ્યું.

" હા, સંબંધતો આ છોકરાંઓથી પણ છે. " તેણીએ કહ્યું.

" છોકરાઓથી પણ ! શો સબંધ છે ? "

" તેજ તપાસવાનું છે. " સંન્યાસીની બોલી " આ વરસે એ બોટલ કાગળ કપડાં અને બોકસ સાથે કોઇ ચોરી ગયું. "

" ચોરી ગયું ! " અજબ થઇ પ્રેમાનંદ બોલી ઉઠયો. "એતો ગઝબ થયો ! કોણે ચોરી ? "

" તે પણ ખબર નથી. " સન્યાસિનીએ જવાબ આપ્યો. " પરંતુ એટલો પતો લાગ્યો છે, કે કોઇ માણુસે તેને પારસલ કરી ગાગરમલ કુંડાલાલના નામ પર ગોહાટીથી રંગપુર મોકલ્યું છે, અને રંગપુરમા એક માણુસે પહોંચી તેને કલકતા મોકલ્યું. આવી રીતે ત્યાંથી ગાજીપુર, અલાહબાદ, લાહોર અને ત્યાંથી પેશાવર રવાના કર્યું. મોકલવા વાળાએ એ સીફતથી આ માલ હિંદુસ્તાનથી બહાર લઇ જવાની તજવીજ કરી."

" પણ આ બધું તમે શી રીતે જાણ્યું ? "

" હું તેની પાછળ પાછળ અલ્લાહબાદ સુધી ગઇ હતી. પણ ત્યાં મોટી

બીક નહી. એક પોલિસવાળો સંદેહ કરી મ્હારી પાછળ લાગ્યો હતો, પરંતુ જબરી મુશ્કેલીએ હું બચી ગઇ."

"પછી શું થયું ? તમે તો અલ્લાહબાદ રહયાં, પેશાવરના ખબર શી રીતે મળ્યા ?"

"ત્યાંજ સાંભળ્યું કે, પેશાવરમાં એ માલ પોલિસના હાથમાં ગયો છે, પરંતુ એ લોકો એ શિરને કોણનું છે, તે જાણી શકયા નહીં. પતો મેળવવાને માટે તેઓ કામાક્ષા મંદીર સુધી ગયા તો પણ કોઇ તે ઓળખી શકયું નહીં. હવે પોલિસવાળા મ્હારી તપાસમાં નીકળ્યા છે."

"ત્યારે તો તમારા પર પણ આફત આવી ?"

"નહિં બેટા" સંન્યાસીની હશીને બોલી. "માતાજીની કૃપાથી દુઃખ અને આફતોથી તો હું છુટી થઇ ગઇ છું પરંતુ જે ચીંતા છે તે બધી આ લાલ અને લાલી માટેનીજ છે."

"તેઓને શી બ્હીક છે ?"

"તું સાંભળી અજબ થશે કે એ શિર બરોબર તેઓને મલતું છે." સંન્યાસિની બોલી. "જાણે તે બેમાંથી એકનું ન હોય ?"

"હેં ! એ તમે શું"—

"હા, એટલા માટેજ કહું છું કે પોલિસ તેઓને વહેમમાં લઇ શકે છે." તેણી બોલી. "એટલુંજ નહિં પણ ગ.ગરમલ આ બનાવનો અંદરનો ભેદ જાણતો હોય એમ લાગે છે, તે એમ પણ જાણતો હોવો જોઇએ કે, હું દરેક વરસે અમુક દીવસે કામાક્ષા જાઉં છું. અને તેથીજ ત્યાં આવી એ માલ તે ચોરી ગયો છે."

"પણ તમે એક ઠેકાણે તો નથી રહેતાં ?"

"તે વાત નથી. ગાગરમલ આ કાપેલા શિરની અંદરની હકીકત જાણે છે. ફરી એમ પણ હોવું જોઇએ કે, તેને કાબુલમાં લઇ જવાથી કંઇ મોટો લાભ થતો હોય ! એ સિવાય આવો આફતમાં તે કદી પડે નહીં."

"એમ પણ બનવા જોગ છે." પ્રેમાનંદ બળતો થયો.

"તેમાં પણ ઘણા ભેદ છે." સન્યાસીનીએ કહયું. "જયારે એ

માણસ પોતાની સ્ત્રિ સાથે એ માલને મુકી ગયો ત્યારે કહેતો હતો કે 'જો છોકરૂં જીવતું રહે તો જે કંઇ હું આપું છું તેનાથી તે રાજાનો પણ રાજા થઇ રહેશે.' એ પરથી જણાય છે કે ન્હાસતી વખતે પોતાની દોલત કોઇ પણ ઠેકાણે છુપાવી છે અને તેની સાથે આ કાપેલા શિરનો ઘણો સબંધ છે."

"પણ તે સબંધ શો હશે ?"

"તે તો કંઇ નથી જણાયું. ગાગરમલને ખબર છે કે તેને કાબુલ લઇ જવાથી જબરી દોલત મળશે, નહિં તો આવી રીતે લઇ જવાની કોશીશ ન કરતે."

"હા, તમારો વિચાર બરોબર લાગે છે."

"સાથે એમ પણ છે કે એ માણસ પેલા શિરના માલેકનો મિત્ર પણ નથી ! જો એમ હતે તો તે પહેલાં મને મળી છોકરાંઓની તપાસ કરતે."

"નહિં તે મિત્ર તો કદી પણ હોઇ શકેજ નહીં."

"આવા વખતમાં તે ઘણું દુખ આપી શકે તેમ છે." સન્યાસીની બોલી. "આ બચ્ચાંઓ જીવતે દોલત નહીં મળે એવા વિચારથી તે આનું ખુન પણ કરે તો બનવાજોગ છે. અર્થ લોભને માટે માણસ જંગલી જાનવરથી પણ વધુ ઘાતકી થઇ જાય છે."

"અરે ! પણ લાલ અને લાલી આ બધું જાણે છે ?" પ્રેમાનંદે પુછયું.

"તે શી ખબર !" સન્યાશીની બોલી. "વાત એમ છે કે દોલતને માટે નહિં પણ ફક્ત આ બે બાળકોની જાન બચાવાને માટે આપણે સાવધ રહેવું જોઇએ. તેઓ પર તું પ્યાર કરે છે !"

"હા, હું જીવ કરતાં પણ તેઓને વધુ ચાહું છું." પ્રેમાનંદ બોલ્યો.

"એટલા માટેજ કહું છું બટા ! ત્હારે સન્યાસ છોડવો પડશે.

પ્રેમાનંદે વિસ્મિત થઇ સન્યાસીની તરફ જોયું એને ધીરેથી બોલ્યો— "શા માટે ?"

"એ પ્યાર અને ચાહને માટે !" સન્યાસીની હસીને બોલી.

# પ્રકરણ દસમું.

## અરે ! આતો બધું સત્યાનાશ વળ્યું !

સન્યાસિનીનો ભેદી બોલ ન સમજી શકવાથી પ્રેમાનંદ થોડી વાર તો ચુપ રહયો. તેણે જોયું કે માજી મ્હારૂં કંઇ સાંભળવા ઇચ્છા ધરાવી રહ્યાં છે, ત્યારે તે બોલ્યો–" તો મને શી આજ્ઞા કરો છો ? "

" હમણાં તું બધું સાંભળી ચુકયો " તેણી બોલી " લાલ અને લાલી બોઈઓની રક્ષા કરવી એજ આપણું મુખ્ય કર્તવ્ય છે. જો તેઓની કંઇ દોલત હોય, અને કોઈ બદમાશ તેનાપર તરાપ મારવા આહતો હોય તો તેમાં પણ આપણે બચ્ચાંઓના ભલાનીજ કોશીશ કરવી પડશે. પરંતુ એ બધાંથી મુખ્ય કામતો તેઓની રક્ષા કરવાનુંજ છે. "

" તેઓ પર કંઇ આફત નહિં આવે " પ્રેમાનંદ બ લ્યો " કારણ એ બાળાકો કાસ્મીરી છે એમ તમારા સિવાય કોઇ પણ જાણતું નથી "

" તેમાં ત્હારી ભુલ થાય છે બટા ! " સન્યાસીની બોલી " જ્યારે એ કાપેલું માથું ચોરાઇ ગયું ત્યારે તેઓના જન્મની વાત પણ જરૂર બીજો કોઇ જાણે છે. વળી છેવટની વખતે તે ભલા માણસે કહેલા બોલ પણ છુપા નથી રેહ્યા એટલા મારેજ કહું છું. અરે ! લ્યો ! આતો બધું સત્યાનાશ વળ્યું ! "

કહેતીકને સનયાસીની ત્યાંથી કુદી પડી. વાતની વાતમાં રાત ઘણી વધી ગઇ હતી. ચંદ્રમાં અસ્ત થઇ ગયો હતો. કુટી અને ઝાડેપર બધે અંધકાર ફેલાયો હતો.

આ અંધારામાં કુટી ( ઝુંપડી ) ના બાર પર બે વિકાળ સિંહ ઉભેલા જોઇ સન્યાસીની ચોકી હઠી. ઘણા વખત પહેલાં ત્યાં મૃગરાજનું રહેઠાણ હતું પરંતુ જ્યારથી સન્યાસીઓનો ત્યાં વસવાટ થયો ત્યારથી એક પણ જંગલી જાનવર કદી ત્યાં આવ્યું ન હતું.

કુટીમાંથી લાલ અને લાલી બન્ને ને ધસડી તે સીંહ બહાર લાવ્યા. તે તે તેઓને લઇ જાય છે કે સન્યાસીની બુમ પાડી પાછળ દોડી. પ્રેમાનદે પણ ગભરાઇને તેણીની નકલ કરી.

બ્રહ્મવાદિની માતાની હવે એ શાંન્ત મુર્તી નથી રહી. ત્રિશુલ લઇ દા નવ દલનઃ દેવી ચંદ્રીકાના રૂપમાં તેણી ધરતીને ધ્રુજાવતી ચાલી. જાંગ સુ ધી પડતા લાંબા વાળ હવામાં ઉડતા મ્હોં પીઠ અને કપાળ પર ઉડવા લા ગ્યા. તેણી આંખો લાલ થઈ આવી. માનો કે હમણાંજ આતશી કીરણ ફે કવા ચાહે છે કે શું !

"બીહો નહીં ! બીહો નહીં !" ના પહાડી અવાજ કરતો પ્રેમાનંદ પણ પાછળ દોડયો તેની બુમો સાંભળી, બીજા સાધુઓ પણ જાગી ઉઠયા અ ને જ્યાં નજર પડી ત્યાં દોડવા લાગ્યા.

બન્ને સીંહ લાલ અને લાલીને થોડે દુર સુધી તો લઇ ગયા પરંતુ પ છળથી સાધુઓના લશકરે પીછો કરવાથી તેઓને છોડી બીકથી ન્હાસવા લાગ્યા. હવે તેને પોતાની જાનની ફીકર થઇ પડી.

સન્યાસીની બન્ને બાળકો પાસે જઇ તેની સારવાર કરવા લાગી. પ્રેમા નંદ અને બીજા સાધુઓ તે બચ્ચાં ચોરનાર સિંહની પાછળ દોડયા.

થોડેજ દુર જવા પછી " માણસ છે માંણસ ! " કહી પ્રેમાનંદ બુમો પાડવા લાગ્યો હવે બધાએ જોયું કે બે માણસો જીવ લઈ દોડયા જાય છે. મોટા ઉત્સાહથી બધા સાધુઓ તેની પાછળ દોડયા, પરતુ વિકટ જં ગલમાં તેઓ કોણ જાણે કયાં છુપાઇ ગયા. રાત અંધારી હોવાથી ચોરો નો પતો મળી શકયો નહીં. આખર થાકીને બધા સન્યાસીનીના પાસે આવી કહેવા લાગ્યા, " એ કોણ દુષ્ટો લાલ અને લાલી બાઇને લઇ જતા હતા ?"

થોડીજ વાર પહેલાં દ્રઢ ભાવ હોવા છતાં પણ સંન્યાસીનીની બધી વાતો પર પ્રેમાનંદને પુરો વિશ્વાસ બેઠો ન હતો, પરંતુ આ બનાવ પછી તો તેણીનો દરેક બોલ તેને બરાબરજ લાગ્યો.

મનની વાત મનમાંજ દબાવી પ્રેમાનંદ પાછો આવતો હતો કે એક સાધુએ કહ્યું. " જો પ્રેમા ! આખું ટોળું ને ટોળું કોણનું નીચે ઉતરી રહ્યું છે ? "

"અરે! ત્યારે એ બે નહિં પણ ઘણા માણસો તૈયાર થઇ આવ્યા હતા!" બીજો બોલ્યો.

"આ શી વાત છે! કે લાલ અને લાલીને ચોરી લઇ જવા માટે મા ણુસો આવ્યાં હતાં!" પહેલાએ પુછ્યું. પરંતુ તેનો જવાબ કોઇએ આપ્યો નહિં. હવે બધા જુદા જુદા તર્ક કરતા સંન્યાસિની પાસે પહોંચ્યા.

---

## પ્રકરણ અગીયારમું

### સીંહ નહીં પણ માણસો !

બધાએ આવી આતુરતાથી પુછયું-"જીવતા છે?"

"હા, જીવ છે." જવાબ મળ્યો. "વાઘના ચામડામાં છુપાયલા ચોરો કલોરા ફોર્મની અસરથી બેહોશ કરી લઇ જતા હતા. મ્હેં તો પહેલાંથીજ સમજી લીધું હતું કે, એ ચંડાળો માણુસ છે પણ વાઘનું રૂપ ધારી આ વ્યા છે."

"શું હેં!" એક સાધુ બોલ્યો. "આપે જોતાંજ શી રીતે ઓળખી કહાડયા કે એ માણુસ છે?"

"અબધાનંદજી!" સંન્યાસીની બોલી. "તમોએ કદી એક સાથે બે વાઘને શીકારે નીકળેલા સાંભળ્યા છે? આ દુષ્ટોને બનાવટ કરતાં ન આવ ડી જો કદી એકજ જણુ સિંહ બની આવતે તો ઘડી ભર મને ઠગી જતે."

"વાહ! બરાબર છે?" બધા બોલી ઉઠયા. "પણ આપના જેવી તીવ્ર બુધ્ધિ છે કયાં?"

સંન્યાસીની આ બન્ને બચ્ચાંઓને પોતાની ઝુંપડીમાં લઇ ગઇ. થોડી વારે બન્ને શુધ્ધીમાં આવી બેઠાં થયાં ત્યારે બધાને જોઇ બોલ્યાં, "ભાઇ! માજી! આ બધું શું છે?"

"કાંઇ નથી બેટા!" સંન્યાસીની તેઓનાં માથાં પસવારતી બોલી.

" ઝુંપડીમાં જંગલી જનાવર આવ્યું હતું તેને નસાડવાને માટે બધાં આ વ્યા છે. તમેં સુઇ જાવ."

" ના, મા ! હવે સહવાર થયું. હવે શા માટે સુઉં ? " એક બચ્ચાંએ કહ્યું.

પુર્વનો આકાશી ભાગ લાલ રંગથી રંગાયો હતો. ધીરે ધીરે પોતાના કીરણુ કાઢતાં સુર્ય દેવે દર્શન દીધાં. માજીએ હાથ જોડી સુર્યને નમન કર્યું. બધા સાધુઓએ પણુ પણુ હંમેશ માફક ગ્રાયત્રી પાઠ કર્યા.

ફરી બધાઓમાં તર્ક વિતર્ક થવા લાગ્યા. કેટલાક સાધુઓએ જુદા જુદા અભિપ્રાય આપ્યા. કોઇએ કહ્યું, " આ નિરપરાધી દુધમલ બાળકને કોણુ પાષાણુ હૃદયના લઇ જતા હતા ? "

કોઇએ કહ્યું, " કોણુ જાણે એ ચંડાળ આને લઇ જઇ શું કરતે ? "

" પ્રતાપી અંગરેજ સરકારના રાજ્યમાં પણુ આવા નીચ પીશાચ છે. જે આ કામમાં સાહસ કરે છે. "

" આજે એ પાપીઓએ આવી આપણુા આશ્રમને અ પવિત્ર કરી દીધે. "

આ બધી વાતોની તરફ સંન્યાસીનીએ કાન ન દીધા. તેણીને બધી ખબર હતી. બધા સાધુ તેણીને શાન્ત જોઇ આ બનાવ માટે કાંઇ વધારે સાંભળવા માગતા હતા. બધાનાં મનનો ભાવ પામી જઇ સંન્યાસિનીએ કહ્યું. " તમારી ચીન્તાને હું સમજું છું. આ બાબતનો અંદરનો ભેદ હું જાણુતી હોવાથીજ શાન્ત છું, તે હું તમોને પણુ કહીશ. એક વખત બધાને એકઠા કરી આ બાબત માટે મ્હારે સલાહ લેવાની ઇચ્છા હતી, જે વખત આજે અનાયાસે આવી ગયો. હવે હું આજની બાબતનું જે અનુમાન કરૂં છું તે કારણુ સાથે પુજા પાઠ પછી બધાને કહીશ."

બધાએ " સાધુ ! સાધુ ! કહી પોત પોતાના સ્થાનનો રસ્તો લીધો.

હવે સંન્યાસિનીએ પ્રેમાનંદને કહ્યું " બેટા ! ત્હારે સન્યાસ ત્યાગ કરવો પડશે. " પ્રેમાનંદ ચુપ ચાપ માથું નીચું કરી રહયો તેની આંખોમાં ભરાઇ આવી, બને બચ્ચાંઓ પણુ આંસુ ભરી આંખે બોલ્યા, " મા ! ભાઇ શા માટે રૂએ છે ? "

"બેટા ! ધીરજ રાખ !" પ્રેમાનંદના બન્ને હાથ પકડી તેણીએ કહ્યું "આ વખતે જે શીખામણુ હું તને આપું છું તે છેલ્લીજ છે. જે મહા યોગને માટે માણુસ ચોરાશી લાખ યોની ફરે છે, જે બાબતને માટે માણુસ છેવટ સુધી વ્યગ્ર રહે છે, તેજ સંજોગોથી આજે હું તને જાડું છું કલ્યાણુ થાઓ ! બેટા ! કલ્યાણુ ! કલ્યાણુ !"

## પ્રકરણુ બારમું.

### સાધુ સભામાં બે બાળાઓ.

સંધ્યા પહેલાં થોડાજ વખતે બધા સાધુઓ ઝુંપડીની પાસે એકઠા થયા. બન્ને બાળકોની સાથે સંન્યાસીની પણુ સભામાં આવી. બધાએ ઉંડી માનની લાગણીથી તેણીને પ્રણામ કર્યા. બધાનો વળતો જવાબ આપી, બચ્ચાંઓ પર પોતાનો અતુલ્ય સ્નેહ પ્રગટ કર્યા પછી તેની પહેલેથી છેલ્લે સુધીની હકીકત કહી સંભળાવી.

"ત્યારે શું તે વખતથી તેના પીતા અથવા નોકરનો કંઇ પતોજ નથી ?" સંન્યાસીની વાત પુરી થઇ રહેવા પછી સાધુઓએ પુછ્યું.

"નહીં. પરંતુ એટલી ખબર મળી છે કે," બ્રહ્મવાદિની મા બોલી. "ન્હાસતી વખતે પોતાની દોલતની જે વાત તેણે કરી હતી, તેની ખબર બીજાઓને પણુ મળી છે. એ લોકો બધું હાથ કરવાની કોશીશ કરી રહ્યા છે."

અહીં તેણીએ પેલા કાપેલા માથાની વાત કહી, જે સાંભળી બધા સાધુઓએ દાંતમાં આંગળી પકડી કહ્યું, "ઓહઃ આનું તો છેવટ સમજવું બહુ મુશ્કેલ છે !"

"હું સમજું છું કે જે લોકો આની દોલત હજમ કરવા ચાહે છે તેજ આને ઉઠાવી લઇ જતા હતા." સંન્યાસીની બોલી.

"બનવા જોગ છે." બધાએ કહ્યું.

" એટલા માટેજ, આ બાબતમાં હું તમારો અભિપ્રાય લેવા માગું છું." તેણીએ કહ્યું. "હવે તો તમે સમજી ગયા હશો કે આ સમય આ બચ્ચાંઓના માટે ઘણો સંકટ ભરેલો છે."

" પરવા નહીં. " બધા બોલી ઉઠયા " જીવ જતા સુધી અમે તેની રક્ષા કરીશું. "

" તેઓ પરતો તમારો સ્નેહ મ્હારાથી છુપો નથી. "તેણી બોલી "પરંતુ આ શાન્ત આશ્રમમાં અશાન્તીનું દુખ તમોને દેવા હું નથી ઇચ્છતી"

" તો તમે શું ઇચ્છો તો ? " બધાએ પુછ્યું.

" બચ્ચાંઓને માટે આ આશ્રમ હવે બરાબર નથી, " તેણી બોલી. " એક વખત રસ્તો જાણી લીધા પછી એ પાપીઓથી આપણો સંન્યાસ આશ્રમ દુઃખી થઇ પડશે. અને એટલજ માટે આ બન્ને બચ્ચાંઓને હું અહીંથી લઇ જઇશ. "

એક બુઢો સાધુ બોલ્યો—" તે ઠીક છે. પરંતુ એ બન્ને બાળક આ આશ્રમના અંગ, સૌંદર્ય, શાન્તિ, સંતોષ જે કહીએ તે બધું છે, તેઓને લઇ જવાથી અહીં બધું ઉજ્જડ થઇ પડશે."

" હું તો તમોને કહી ચુકી છું કે, બીજો કાંઇ ઉપાય નથી. " સંન્યસીનીએ કહ્યું, " પરંતુ હવે વિચારવા જેવી વાત એ છે કે તેની રક્ષા શી રીતે કરવી ? જે લોકો પોતાનો મનોરથ સફળ ન થવાથી રાત્રે પાછા ગયા છે તે બમણા ઉત્સાહથી ફરી આવશે. જુઓને કામાક્ષામાં કાપેલું માથું ચોયું, અને અહીં આને ઉઠવી જવા પહોંચી ગયા ! "

આટલું સાંભળતાંજ તે બુઢો સધુ કમકમી ઉઠયો અને પોતાના ગળાની રૂદ્રાક્ષ માળા ઉતારતો બોલ્યો, " કંઇ ફીકર નહીં ! આ બચ્ચાંઓને ખાતર હું મ્હારો ત્રીશ વરસનો સંન્યાસ ત્યાગી દઇશ. "

બધાને આ બચ્ચાં બહુ વ્હાલાં હતાં. બધા સાધુ તેને માટે આવી રીતે તૈયાર થયા.

" આવા અગાઢ પ્રેમને માટે તમારો ઉપકાર થયો." સંન્યાસની બોલી. " હું ચાહું છું કે પ્રેમાનંદ પર આની રક્ષાનો ભાર મુકું, અને પ્રેમાનંદને તે કબુલ પણ છે. "

" સારી વાત છે. " બુદ્દો બોલ્યો " જો કોઇ ભાર સહન ન કરે તો હું છત્ર જાનથી તૈયાર છુ."

" ત્યારે પ્રેમાનંદ સન્યાસ ત્યાગ કરશે ? " બધાએ પુછ્યું.

" હા, તેમ કર્યા વિના બચ્ચાંઓની રક્ષા નથી થઇ શકતી. " સન્યાસિનીએ કહ્યું, " જણાય છે કે એ લોક આને જીવથી મારવા નથી ચાહતા"

" તો પછી ઉઠાવી જઇ શું કરશે ? " બધાએ પુછયું

" મ્હારું બધું અનુમાન ખરંજ છે એમ હું નથી કહી શકતી, " સંન્યાસીની બોલી. " પરંતુ હું સમજું છું ત્યાં સુધી આના પિતાની દોલતને ખાતર તે દુષ્ટ આનાથી લગન કરવા ચાહે છે. "

" લગન ! લગન કેવાં " બધા ચોંકીને બોલી ઉઠયા.

બન્ને બચ્ચાંઓના હાથ પકડી સંન્યાસીનાએ કહ્યું " બધા મહાત્માઓ મ્હને માફ કરો ! મ્હેં આજ સુધી બતાવ્યું નહીં કે આ બન્ને છોકરીઓ છે. "

---

## પ્રકરણ તેરમું.

### એક પ્રતિજ્ઞા-લાલ અને લાલીનાં લગ્ન.

હવે સંન્યાસી સાધુઓની મંડળી પર વિસ્મયની વીજળી પડી. બધા ચોંકી બોલી ઉઠયા. " હેં ! છોકરીઓ છે ! "

પહેલાં તો છોકરીઓ આશ્રમમાં આવીજ કેમ ! તે પર તકરાર થઇ પરંતુ સ્નેહ ભાવ હોવાથી સંન્યાસીનીની આ ચાલ માફ કરવામાં આવી હવે તેણીએ પ્રેમાનંદને સંબોધન કરીને કહ્યું, " બેટા પ્રેમાનંદ ! "

પ્રેમાનંદ તેણીના પગ પાસે નમ્ર થઇ બેઠો. સન્યાસિનીએ બધાના અભિપ્રાયથી બન્ને કન્યાઓનો વિવાહ પ્રેમાનંદ સાથે વેદોચ્ચારથી કરી દીધો, તે વખતની અપુર્વ શોભા જોતા બધા સાધુઓએ વર કન્યાઓને આશીર્વાદ આપ્યો.

ત્રણે એ સાધુ મંડળને પ્રણામ કરવા પછી લાલ બોલી ( હવે અમે પણ તેણીને ખરા રૂપમાંજ બોલીશુ ) " મ્હાત્માઓ ! "

બધાઓએ અજાયબીથી વિચાર્યું કે, બાલિકા શું કહેશે ?

" મ્હાત્માઓ હું મ્હોટી છું " લાલ બોલી.

" તે કેમ ! " લાલાએ જાણવા માગ્યુ

બધાઓ હસી પડયા.

" ચુપ રહો બાઇ ! " મોટી બોલી " તું નાહની છે. પ્રીયવંદા છે, કોમળ છે; મ્હાત્માઓ ! આ મ્હારી નાહની બ્હેન સ્વામી સેવમાં રહેશે અને હું આ પુરૂષના વેશમાં લાલસિંહ નામ ધારણ કરી, મ્હારો પીતા કોણ છે ? તેને કોણે માર્યો ? અને તેની દોલત કયાં છે ? તેનો પતો મેળવીશ. તેમાં જો હું સફલ થઇ તો આજથી એક વર્ષ પછી હું સ્વામીના ચરણુમાં આવીશ. આ આશ્રમમાં એ બાબતની પ્રતિજ્ઞા હું તમારી સામે કરૂં છું. "

સુંદર અને નાજુક છોકરીની આકરી પ્રતિજ્ઞા માટે સાધુ ગદ્ ગદ થઇ ગયા.

" અમો બધા તને આશીર્વાદ આપીએ છીએ. " બધા સાધુ તરફથી જુદો સન્યાસી બોલ્યો. " અમો બધા મલતા છીએ. આ શુભ કામમાં કોઇ પણ અડચણુ કરવા માગતો નથી. વળી આજથી હું પણ સન્યાસ છોડી બ્રહ્મવાદીનીની રક્ષા માટે મુકરર થાઉ છું. પહેલાં હું બ્રિટીશ લશ્કરમાં મેજર હતો હું જાતીનો સીખ છું, પંજાબમાં મ્હારી જાગીર છે હવે પ્રેમાનંદ નિડર થઇ પોતાની પરણેતર લાલ-સિંહને એક વરસને માટે મને સોંપી દે. તેણીની દોલત માટે હું થોડું ઘણું જે કંઇ જાણું છું તે બધું વખત આવે પ્રગટ કરી દઇશ." બધા લોકોએ " સાધુ ! સાધુ ! " કહી અનુમોદન આપ્યું.

લાલીએ પણ એ વાત કબુલ કરી અને મ્હોટી બ્હેન તરફથી વરસ માટે સ્વામી સેવા મંજુર કરી.

પ્રેમાનંદે પણ ખુશીથી લાલને આજ્ઞા આપી પરંતુ તેની આંખોમાંથી બે રોક આંસુની ધારા વહી રહી હતી. તેનો કંઠ રૂંધાઇ ગયો હતો.

“ માતાની આજ્ઞા માથા ઉપર. ” કહી અનુમતી આપી.

સંન્યાસિની પણ આ વખતના દેખાવથી દુખી થઇ તેણી બોલી “મહત્મા અભયાનંદજી !”

બુઢો સન્યાસી હસતો હસતો નજીક આવી બોલ્યો, “ હવે હું અભયાનંદ સ્વામી નહીં, પણ પંદરમા નંબરની ઘોડેસ્વાર પલટનનો રિસાલદાર મેજર દુર્જયસીંહ બાહાદુર અને મ્હારી વ્હાલી બેટી લાલદેવી ઉર્ફે લાલસીંહનો બોડી ગાર્ડ છું. ”

બધાએ કહ્યું, “ સાબાશ ! સાબાશ !

આશીર્વાદ આપી સંન્યાસીની ત્યાંથી વિદાય થઇ, તેજ વખતે બુઢો શીખ લડવૈયો દુર્જયસીંહ પહાડ ફાડી નાખે તેવી ગર્જના કરી ઉઠયો, “ વાહ ગુરૂજી ! ફતેહ ! ફતેહ ! ”

## પ્રકરણ ચૌદમું.

### મુદ્દા માલ ઉપડી ગયો.

“ બાબુ સાંવળસીંહને સલામ કહો. ”

“ બહુ સારૂં સાહેબ ! ”

અલાહબાદના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટે પોતાના આર્દલીને હુકમ કર્યો. થોડી વાર પછી સાંવળસીંહ ફરમાન સાંભળતાંજ આવી પહોંચ્યો અને સલામી કરી સાહેબના સામે ઉભો રહયો.

ઇશારો પામી એક ખુરશી પર ગોઠવાયા પછી સાહેબે સાવળસીંહના ઉપર એક કાગળ ફેંકતાં કહ્યું, “ આ વાંચો. ”

સાંવળસીંહે જોયું કે, કાગળ સાહેબના નામ ઉપરનો છે અને કલકત્તાના પોલીસ કમીશનરે અરજંટ સ્લીપ લગાવી મોકલ્યો છે. કાગળમાં લખ્યું હતું:—

"વ્હાલા સાહેબ,

આપને ચોકસ ખબર છે કે, તમારા તરફથી ઇન્સપેક્ટર એક બોટલ માં કાપેલાં માથાંની રસાયણી પરીક્ષા કરવાને માટે મેડિકલ કાલેજમાં આપી ગયેલ છે. તેની તપાસના પહેલાં અર્કની તપાસ લેવી જરૂરી સમજી ડોક ટરે બોટલ ખોલી થોડો અર્ક કઢાવ્યો, અને પાછી જેવીને તેવી બંધ કરવા સાથે સરકારી શીલ અને નંબર કરી રાખી દેવામાં આવી હતી. આજે તે માથાંની તપાસને માટે જતાં ડાકટરે જોયું કે તે બોટલજ ગુમ થઇ ગઇ છે; તેની જગ્યાએ બરાબર તેવીજ એક બીજી બોટલ કાપેલા માથા સહીત રાખી છે, પરંતુ તેના પર જે શીલ છે તે સરકારી નહીં પણ તેના પર ત્રણ શબ્દ, "સોહના–સારંગના–સામના" ખોદેલા છે, તેનો મતલબ હજી સુધી અમો સમજી શકયા નથી.

'આ બોટલમાં જે કાપેલું માથું છે તે પ્રથમની બોટલમાં ન હતું. તેનો ફોટો આપની પાસે છે અને આજે આ બોટલ મોકલીએ છીએ. તમે બરાબર મેળવી જુઓ. પ્રથમના માથામાં જમણા કાનની પાસે તલની જેવો ડાઘ છે, આમાં ડાબા કાનની પાસે છે. વળીને એકજ નહિં બે ડાઘ છે.

'જણાય છે કે કોઇ દુષ્ટ એ શીરને ચોરી આ શીર રાખી ગયો છે. આવી બાબત પહેલે અહીં કોઇ વખત નથી થઇ અમારા મશહુર ડિટેકટીવને તેના પતો લગાવા છોડેલ છે. આ બન્ને શિર કોઇ એકજ રૂપ રંગની જોડ બહેનોનાં જણાય છે. પહેલાં તો પાપીઓએ એકનું ખુન કર્યું હતું, પણ હમણા જણાય છે કે બીજીની પણ એજ હાલત કરી છે. આવો પેચ દાર ખુની મામલો અમારી સામે કોઇ વાર નથી આવ્યો. આનો પત્તો નહીં લાગે તો અમારી મ્હોટી મશ્કરી થશે. આપના ઇંસ્પેકટરે એ કાપેલું માથું અહીં મોકલ્યું હતું, એટલા માટે આપને તેની પુરી કેરીયત મોકલી છે. આ બનાવનો પત્તો મેળવવા અને ખાસ કરી એ બે છોકરીઓની તપાસને માટે આખા હિંદુસ્તાનના પોલિસ ઓફિસરોને લખવામાં આવ્યું છે. અમારા તરફથી એક ચાલાક ડિટેકટીવ સલાહ લેવા આપ તરફ મોકલીએ છીએ."

કાગળ વાંચી સાંવળસીંહ વિચારમાં પડયો. આ પ્રાંતના ડિટેકટીવોમાં તેનું નામ પ્રખ્યાત હતું પરંતુ આવો વિકટ મામલો તેણે કદી જોયો ન હતો. તે હજી વિચારમાંજ હતો કે સાહેબે કહ્યું, "કેમ શું સમજ્યા ?"

"તેનોજ વિચાર કરી રહયો છું." ધીરેથી માથું ઉંચું કરતાં સાંવળ સીંહ બોલ્યો, "જણાય છે કે—"

"જણાય છે-નહિં !" સાહેબ ગુસ્સાથી બોલ્યા. "એજ શરમની વાત છે કે, બબે ખુન થઇ ગયાં છતાં આપણે કંઇ કરી ન શકયા ! ઉપરથી બીજું માથું રાખી આંખોમાં ધુળ નાંખી પહેલું શીર ઉઠાવી ગયા. તેનાથી વધારે શરમની વાત શું હતી !"

"તે બધું બરાબર છે, પરંતુ તપાસ કરવામાં અમારા તરફથી કંઇ સુસ્તી રહેતી નથી." સાંવળસીંહે કહ્યું "જણાય છે કે—"

"બસ ! જણાય છે કે, એ વાકય હું હવે સાંભળવા માગતો નથી" સાહેબે ગુસ્સાથી કહ્યું.

"સાંભળો સાહેબ !" સાંવળસીંહ બોલ્યો. "જે માણસ પેશાવર ની પોસ્ટ ઓફીસ સુધી પારસલ લઇ ગયો હતો, તેણેજ એ હોસ્પીટલ માંથી ચોરેલું છે."

"એ ઠીક ! પરંતુ હવે કરવું શું ?" સાહેબે કહ્યું.

"હવે તે માણસ તેને હીંદુસ્તાનની બહાર લઇ જવાની તજવીજ કરશે, અથવા કરતો હશે." સાંવળસીંહે જવાબ આપ્યો.

"ત્યાં લઇ જવાનું કંઇ કારણ ?" સાહેબે પુછ્યું.

"એ કારણ હજુ સુધી બરોબર જણાયું નથી." સાંવળસીંહ બો લ્યો. "પરંતુ બાબત અને ઢંગ જોતાં એમ લાગે છે કે, એ માલ આ રાજ્યની બહાર લઇ જવાથી તેને કંઇ વીશેષ લાભ થતો હોય."

"ત્યારે હમણાજ પેશાવર, કવેટા વગેરે ઠેકાણે તાર ન કરી દઇએ કે કોઇ માલ તપાસ્યા વીના સરહદની પેલી તરફ ન જવા પામે ? પરંતુ જો તે લઇ ગયો હોય તો !" સાહેબે કહ્યું.

"નહિં હજુ સુધી એ માલ હીંદુસ્તાન બહાર ગયો નથી." સાંવળ સીંહ બોલ્યો. "કારણ તે ચોરાયાને હજી ફક્ત ત્રણજ દીવસ થયા છે."

તેના જવાબમાં સાહેબે તરતજ ચાર પાંચ મોટા તાર લખી, અરદલીને તાર ઓફીસમાં મોકલ્યો. તેના જવા પછી સાંવળસીંહને કહ્યું, "સારૂં, હું પોતે પેશાવર જાઉં છું. તમે પણ મ્હારી સાથે આવવાને તૈયાર થાવ."

જ્યારે સાંવળસીંહ જવા ઉઠયો ત્યારે સાહેબે કહ્યું. "ભલા! આ બીજું શીર કોણનું છે?"

"કમીશનર સાહેબની અટકળ બરાબર છે." સાંવળસીંહે કહ્યું "આ તેની જોડીઆ બહેનનુંજ છે."

"ત્યારે શું એ બહેનોનાં ખુન કર્યાં?" સાહેબે અજબ થઇ પુછ્યું.

"હા. બનવા જોગ છે." સાંવળસીંહે જવાબ આપ્યો.

"તો પછી આને પણ એ લોકો શા માટે ન લઇ ગયા?" સાહેબે પુછ્યું. "આવી રીતે ફેર બદલ કરવાનો મતલબ શો?"

"તે સમજવું જરા કઠણ છે." સાંવળસીંહે કહ્યું. "પરંતુ એટલું તો જણાય છે કે, પ્રથમના શીરની ત્યાં કાબુલમાં જરૂર છે, અને ફક્ત તે શીર ચોરી લઇ જવાથી દેશમાં ખળભળાટ ઉઠશે, અને એથી તેને બહાર લઇ જવું મુસ્કલ થઇ પડશે, એટલા માટેજ એ દુષ્ટોએ તેની બીજી બ્હેનનું ખુન કરી તેણીનું શીર પ્રથમની જગ્યાએ રાખી દીધું છે. એમ કરવાથી તે જલદી ઓળખાશે નહિં એમ એ લોકોની ધારણા હોવી જોઇએ. કારણ બોટલ અને શીર એકજ જાતનાં છે. આવે વખતે પણ બદમાશોની ભુલ થઇ જાય છે. આ એમજ થયું છે. હોસ્પીટાલની સીલને બદલે એ લોકોનું સીલ છે, એ વાતની યાદ તેઓને એ વખતે ન આવી."

"ઠીક, પણ શીલમાં જે ત્રણ શબ્દો છે તેનો અર્થ શું?"

"તે હું શી રીતે જાણું?"

આંખ પરોળી કરી સાહેબે કહ્યું, "સારૂં! જાવ તૈયાર થાઓ. સાંજની ગાડીમાં અહીંથી ઉપડીશું!"

# પ્રકરણ પંદરમું.

## પોલીસ તપાસ—વિચીત્ર સંજોગ.

ઍંજની ગાડીમાં સવાર થવાને માટે સાહેબ અને સાંવળસીંહ પોત ના મદદનીશો સાથે અલાહબાદના સ્ટેશન પર પહોંચ્યા. ગાડી આવી, સા હેબના માલ અર્દલી લોકો મજુરો પાસે ઉપડાવી ગાડીમાં મુકાવી રહ્યા હ તા, સાહેબ પ્લાટફોર્મ પર સહેજ ટહેલી રહ્યા હતા, કે સાંવળસીંહે આ જબ થઇ સાહેબને બીજા વર્ગના એક ડબા તરફ ઇશારો કરતાં કહ્યું.

" જુઓ ! અહીં જુઓ ! તેજ કાપેલું માથું છે ! "

સાહેબે અજાયબીથી તે ડબા તરફ જોયું તો તેમાં બરાબર એ શીર નજરે પડયું.

કાપેલા શીરનો આબાદ ફોટો બન્નેના દિલમાં કોતરાઇ રહયો હતો. ભુ લતો નથી થતી ના ! તેની ખાત્રી કરી, બન્નેએ તરતજ બીજા વર્ગના ડ બામાં બેસવાનો બંદોબસ્ત કર્યો. ચપરાસીઓએ બધું બરાબર કરી દીધું.

ગાર્ડે લીલી ધજા દેખડી સીટી આપી, પરંતુ સાહેબના ' મીસ્તર જ રા થોભો', કહેવાથી તેણે ' બહુ સારૂં ' કહી ધજા રોકી દીધી. જ્યારે સાં વળસીંહ સહીત સાહેબ ' થેંકયુ ! ' કહી ગાડીમાં ચડી ગયા ત્યારે ગાર્ડે તાબડતોબ સીટી આપી અને જોરથી લીલી ધજા હલાવા માંડી. ગાડી સી ટી દઇ ચાલતી થઈ.

ગાડી ઉપડયા પછી સાહેબે અંદર જોયું તો તે કાપેલું માથું નહીં પ ણ એક શીખ બાળક છે. બાલ પણ તેવાજ, આંખો પણ તેવાજ, મ્હોં નાક હોઠ બધું બરાબર હોવા છતાં પણ તે કાપેલું નહિં પણ જીવતું મા થું છે.

સાંવળસીંહે જોયું કે તે બાળકની સાથે એક બુઢો સીખ સીપાઇ છે. લશ્કરી ડ્રેસ સાથે છાતી પર કેટલાક લટકતા ચાંદ અને કમરમાં તલવાર પડેલી જોઇ, સાહેબ તે બુઢાની સામે બેઠા, પરંતુ સાંવળસીંહે તો તેની બા જુમાં જગ્યા લીધી.

થોડે દુર ગયા પછી સાહેબે બુઢાને હસીને કહ્યું. "જણાય છે કે, તમે ઘણી લડાઈમાં ગયા છો."

"હા તાબેદારે ઘણી લડાઈઓ જોઈ છે." બુઢો બોલ્યો. "પરંતુ મ્હારા વખતમાં સૌથી છેલ્લી લડાઈ કાબુલની થઈ. હું તે વખતે રીસાલદાર મેજર હતો, હમણાં પેન્શનર છું. મ્હારૂં નામ દુર્જયસીંહ છે."

"અને આ તમારો–" સાહેબે બાલકની તરફ જોઈ પુછ્યું.

"તે મ્હારો પૈત્ર લાલસીંહ છે" બુઢે કહ્યું, "તે હમણાંથીજ સરકારનું નીમક ખાવા માગે છે."

"વીરનો અંશ છે કે કંઇ જેવો તેવો!" સાંવળસીંહ બોલ્યો.

"વફાદારી તો બ્રિટીશનીજ હું સમજું છું. અને સો વરસથી આજ ધંધો–" એટલું કહેતાં દુરજયસીંહે કમરની તલવાર પર હાથ નાંખ્યો

"અલબત!" સાહેબે હશીને કહ્યું. "શીખ લોકો અમારો જમણો હાથ છે."

"તે આપની મેહેરબાની!" બુઢો બોલ્યો. "આ બાબુ શું આપની સાથે છે?"

"હા, હું અલાહબાદનો પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ છું" સાહેબે કહ્યું, "અને આ મ્હારો ઇન્સ્પેકટર છે. અમો એક ભયંકર ખુનની તપાસમાં જઇએ છીએ."

ફરી સાહેબ લાલસીંહની તરફ જોતા બોલ્યા, "બહુ તાજુબીની વાત છે કે જેનું ખુન થયું છે તે બરાબર આપના પૌત્રની માફક–"

દુર્જયસીંહને હવે કાપેલા શિરની વાત યાદ આવી. તે બોલ્યો. "એ ખુન કેટલા દિવસથી થયું છે?"

"હમણાંજ!"

"હમણાં કયારે?"

"લગભગ દસ પંદર દિવસ થઈ ગયા."

"દસ પંદર દિવસ!" બુઢો અજબ થઇ બોલ્યો, "તો પહેલાં કાપેલા શિરની વાત સાભળી હતી તેને માટે આપ કહો છો? સાંભળ્યું છે,

તું કે તે માથું બરાબર લાભસીંહના જેવુંજ છે ! ઘણાંઓનો ચ્હેરો એક સરખો થાય છે, ”

“ નહીં, હું તેને માટે નથી કહેતો, ” સાહેબે કહ્યું, “ આ ખુન તો હમણાંજ થયું છે ”

કલકત્તાથી મળેલી બધી ખબર સાહેબે બુઢા મેજરને સંભળાવી. હકીકત સાંભળતાં સાભળતાં બુઢો વચ્ચે વચ્ચે ગભરાઇ રહેતો હતે. બધું સાંભળી રહ્યા પછી મોટા ગભરાટથી બોલ્યો, “ સારૂં, તે ફોટો કયાં ? ”

સાહેબે ખીસામાંથી એક ફોટોગ્રાફ કહાડી દુર્જયસીંહના હાથમાં આપ્યો. અત્યાર સુધી સાહેબની વાત સાંભળતો લાલસીંહ ફોટો જોવાને માટે બુઢાની પાસે આવ્યો, અને જોતાંજ ચોંકી બોલી ઉઠયો, “ અરે ! આતો લાલી છે ! લાલી ! ” આટલું કહી તેણે પોતાનું મ્હોડું બુઢાના પડખામાં છુપાવ્યું. સાહેબે અજબ થઇ પુછયું “ કેમ ! શું થયું ? શી વાત છે ? ”

“ મ્હારે એક પૌત્રી છે. ” બુઢો દુર્જયસીંહ એમ સ્હેજમાં ગભરાઇ જાય તેવો ન હતો. તેણે કહ્યું. “ જે આ લાલસીંહની જોડીઆ બ્હેન છે આપના આ ફોટોગ્રાફથી તેણીનો ચ્હેરો બહુ મળતો આવે છે, ”

“ તેણી કયાં છે ? ”

“ પોતાના ધણીની સાથે આગરામાં છે. ” બુઢે કહ્યું, “ મ્હારો એ જમાઇ જયપુરનો રાજ્ય વકીલ છે. ”

“ કયાં રહે છે ? ” સાંવળસીંહ બોલી ઉઠયો.

“ આગરામાં, કેમ ? ” બુઢાએ સામો સવાલ કર્યો.

“ હમણાં આગરામાં એક ખુન થયું છે. ” સાંવળસીંહે કહ્યું, “ તેનું નામ શું છે ? ”

“ નામ તો પ્રેમાનંદ છે. ” બુઢે કહ્યું, “ શું પ્રેમાનંદનું ખુન થયું છે ? ”

“ તેને માટે હું કાંઇ હજુ વધારેતો નથી જાણતો, ” સાંવળસીંહે કહ્યું. “ પરંતુ એટલી ખબર મળી છે કે એક ખુન થઇ ગયું છે. ”

દુર્જયસીંહ લાલસીંહની પીઠ પસવારતો હતો લાલસીંહ બોલ્યો " બા બા ? આપણે આગરા ન થતા જઇએ ? "

" તું કંઇ ફીકર ન કર બેટા ! " દુર્જયસીંહ બોલ્યો. " સાલી ખુશી મજાહમા દે. પરંતુ કઇ હરકત નહી, લ્હારી મરજી છે તો ચાલો જો તા જઇએ. ટુંડલાથી ઉતરી આગરા જઇશું. "

સાહેબ ફોટોગ્રાફ સાથે લાલસીંહનો ચ્હેરો મેળવી જોતો હતો, અને મનમાં કહેતો હતો કે, "આ કાપેલુ શીર અને આના ચ્હેરામાં કંઇ પણ ફેર નથી, બન્ને એકજ છે. સાહેબે દુર્જયસીંહને કહ્યું-" તમારા પૌત્ર પૌત્રીના ચ્હેરા જેવું બીજુ કોઇ માણુસ યાદ છે ? "

" ના સાહેબ ! " બુઢો બોલ્યો " અમોને તો કદી એવું જોવાનો વખત નથી મળ્યો. "

" આપણે પણ આગરા થતા જઇએ. " સાહેબે સાંવળસીંહને કહ્યું.

" જેવો હુકમ. " સાંવળસીંહ બોલ્યો. અને બુઢો દુર્જયસીંહ બન્નેની તરફ જોવા લાગ્યો.

---

## પ્રકરણ સોળમું.

### ભયંકર ખબર ! આગરામાં બીજુ ખુન.

બરાબર વખતે બધા લોકો ટુંડલા ઉતરી આગરા પહોંચ્યા. દુર્જયસીંહ મનમાં વિચારતો હતો કે આ બધા ખરેખર પોલિસના માણુસો છે કે શું ? કાપેલા માથાનો ફોટો જયારે તેઓના પાસે છે ત્યારે જરૂર એ લોકો પોલિસ વાળા હોય; અથવાતો ખુની ટોળીના માણુસો હોય ! ગમે તેમ હો, પરંતુ તેઓથી બહુ સાવચેત રહેવું જોઇએ. એ લોકોનું કહેવું શું ખરું છે ? પ્રથમનું શીર ચોરી જઇ તેની જગ્યાએ બીજુંર ાખી ગયા, એટલે શું ? તેનાથી તો એમ જણાય છે કે, એ પહેલાં શીરની જરૂર એ લોકોને છે. તે ભલો કાસ્મીરી માણુસ પણ હલવાદીની માને પ્રથમનુંજ શીર

આપી ગયો હતો. આ બધું જોતાં મુખ્ય ઉપયોગી એજ માથું છે, પરંતુ આ બીજું માથું ચંડાળોએ કયાંથી મેળવ્યું ? વળી એ બન્ને માથાં બરાબર લાલ અને લાલીને મળતાં છે. સન્યાસીની પણ એમજ કહેતી હતી. આ પેચદાર મામલાની એક પણ આંટી નથી સમજી શકાતી. આ બચ્ચાંના જન્મ પહેલાં તેના જેવાં બે માથાં શી રીતે અને કયાંથી આવ્યાં ? એ શું વાત છે ? શું આ બીજુ શીર લાલીનું ? નહિ નહિ, એમ કદી બને નહીં "

પ્રેમાનંદને ઘેર પોતાની સાથે સાહેબ અને ઇન્સ્પેક્ટરને લઈ જવાની દુરજયસીંહની ઇચ્છા ન હતી, પરંતુ તે ઈચ્છા તે જાહેર કરી શકયો નહી. પણ જો તેઓ ખરેખર પોલીસના માણસો હોય તો તેઓને હાથમાં રાખવાનું વાજબી વિચાર્યું. તેટલાં ગાડીમાંથી ઉતરતાં સાહેબ બોલ્યો. "વેલ રીસાલદાર મેજર ! અમો પોલીસ ઓફીસમાં જઇએ છીએ, જ્યાં આની તપાસ કરીશુ. પરંતુ તમારી પણ મુલાકાતની જરૂર છે. તમો કયા મકાનમાં થોભાશે ?

પોતાનું ઠેકાણું આપવાનો પહેલાંનો ઇરાદો ન હતો, પરંતુ પોલિસવાળા ચાહશે ત્યારે જરૂર તે મેળવી શકે તેમ હોવાથી પોતેજ બતાવાનું વાજબી વીચારી કહ્યું " અમે પ્રેમાનંદના ઘરમાં રહીશું. વેલનગંજમાં પુછવાથી સ્હેજમાં કોઇપણ તેનું ઘર બતાવી શકશે. "

" સારૂં, પાછળથી જોઇ લઇશું. " કહી સાહેબ સાંવળસીંહ સાથે સ્ટેશનની બહાર નીકળ્યા અને જરા આગળ વધી ધીરેથી કહ્યું, " આ લોકો પર નજર રાખવી પડશે, તમે તેની પાછળ જાઓ, અને જોઇ આવો કે કયાં જાય છે. હું પોલિસ ઓફીસમાં છું. " એટલું કહી તેણે પોલીસ ઓફીસ તરફ ગાડી હંકાવી મુકી.

સાંવળસીંહે બીજી ગાડીમાં બેશી, દુર્જયસીંહ અને લાલસીંહની ગાડીની પાછળ ચલાવાનો હુકમ કર્યો.

બગાબર પાછળ પાછળ કોચમેને ગાડી ચલાવી વેલનગંજમાં પહોંચ્યા પછી દુર્જયસીંહ અને લાલસીંહ ગાડીમાંથી ઉતરી એક મકાનના દરવાજા પર જઇ ઉભા રહ્યા. જોયું તો બારણા પર પહેરા વાળો ઉભો હતો.

લાલસીંહ ગભરાટમાં તેના તરફ જોયું, દુર્જયસીંહ પણ લાલ પાબડી જોઇ કંપી ગયો, પરંતુ મનનો ભાવ મનમાંજ દબાવી આગળ વધ્યો, કે પહેરાવાળે તેને અટકાવ્યો. હવે દુર્જયસીંહ બોલ્યો,

" અમો પ્રેમાનંદ પંડીતના પાસે જઇશું."

" તે ઘરમાં નથી."

" ક્યાં ગયા ?"

" તે કોઇને ખબર નથી."

" ત્યારે પછી તું અહીં ક્યાંથી આવ્યો ?"

" સાહેબના હુકમથી હું અહીં પહેરા પર છું. આ મકાનમાં એક ખુન થઇ ગયું છે."

" ખુન ! કોણનું ખુન ! કોણ ! કોણ ?"

" પંડીતજીની બીનું ખુન થયું છે."

આટલું સાંભળતાંજ લાલસીંહ બુમ પાડી ઉઠયો, તે પડી જતે પણ દુર્જયસીંહે પકડી રાખવાથી બચી ગયો. દુર્જયસીંહે તેને સમજાવવા માંડયું, " બેટા ! ધીરજ ધર ! આ વાત તદન ન બનવા જોગ છે. અસલ વાત હજી સુધી કોઇ જાણતું નથી." ફરી તેણે પહેરાવાળાને કહ્યું, " પંડીતજીનો કોઇ નોકર પણ અહીં નથી ?"

" એક માણસ છે ખરો !"

" મ્હારે તેને મળવું છે."

પહેરાવાળે અંદર જઇ અવાજ કર્યો કે તે દેડતો દોડનો બહાર આવ્યો. તેને જોતાંજ લાલસીંહ બોલી ઉઠયો, " અરે પ્રકાશ !"

આ પ્રકાશ દુર્જયસીંહ અને લાલસીંહને ઓળખતો હતો. તેને બહુજ વિશ્વાસુ સમજી સન્યાસીનીએ લાલીની રક્ષાને માટે પ્રેમાનંદની સાથે આપ્યો હતો. આ બન્નેને જોતાં પ્રકાશ રોઇ પડયો.

હવે બુઢો સમજ્યો કે જરૂર કંઇ ભયંકર બાબત બની ગઇ છે, તો પણ ખુન થવું અસંભવીત છે, એમ વિચારી લાલસીંહને કહ્યું, " જો બેટા ! ગભરાવું નહીં. ગભરાવાથી એક પણ કામ થતું નથી. સાધુ મંડળના સામે જે પ્રતિજ્ઞા તેં કરી હતી તે યાદ કર."

હવે બાલસીંહ શાન્ત થઇ ઉભો રહયો, અને તુટતી જબાનથી બોલ્યો, " જો બાલી—"

" જો એમજ થયું તો શું કરીશું ! " બુઢો તેનું બોલવું પાગી જઇ બોલ્યો. " ઉલટું આપણા પર એક કામ વધ્યું. એ હત્યારાઓને કરેલાનું ફળ આપવું પડશે."

" સારૂં, પ્રકાશ ! પંડીતજી કયાં છે ? " બુઢાએ નોકરને પુછયું.

" તેની કોઇને ખબર નથી " પ્રકાશ રોતો રોતો બોલ્યો.

" તું રૂએ છે શા માટે ? "

" શેઠાણી ! શેઠાણી ! "

આ છેલ્લા શબ્દે દુર્જયસીંહની આંખે પણ અંધારા આવ્યાં. તે કંઇ બોલી ન શકયો તેટલાં સામે દરવાજા ઉપર એક ગાડી આવી ઉભી રહી.

---

## પ્રકરણ સત્તરમું.

### ખુની કોણ ?

ગાડીમાંથી બે સાહેબ અને એક હીંદુસ્તાની ઉતરી દરવાજા પર આવી ઉભા રહયા. પહેરાવાળો સલામ કરી સામેથી હઠી ગયો. પાસેજ છુપાએલો સાંવળસીંહ પણ તરતજ તેઓમાં સામેલ થઇ ગયો. અલાહબાદના પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે દુર્જયસીંહના પાસે જઇ પુછયું, " કેમ તમે બધું સાંભળી લીધું ? "

" હા, સાંભળ્યું પણ પુરી હકીકત નથી મળી, " દુર્જયસીંહ કહ્યું. " જો આપ પુરી કહાણી સંભળાવો તો મહેરબાની. પંડીત પ્રેમાનંદ મ્હારા છોકરાનો જમાઈ છે, આ બાલસીંહની બહેનનાં લગન તેની સાથે કર્યાં છે. "

બધા લોકો અજાયબીથી બાલસીંહનો ચહેરો જોઇ રહ્યા હતા, કે જેણીનું ખુન થયું તે તો આની જોડીયા બહેન છે. તેઓએ પ્રેમાનંદની સ્ત્રીને જોઇ ન હતી. તે નીચ ખુનીઓ તેના લાશ સુદ્ધાં ઉઠાવી ગયા હતા.

" સારૂં અંદર આવો, ત્યાં વાત થશે. " કહી સાહેબ અંદર ગયા. બધા લોકો પણ તેઓની પાછળ પાછળ ગયા. ત્યાં જે વાતો થઇ તેનાથી દુર્જયસીંહને આટલી બાબતની ખબર પડી:—

કાં દિવસ પહેલાંની વાત છે. એક દીવસ સાંજે પ્રેમાનંદ બહાર ગયો; પરંતુ ઘણી રાત જવા છતાં પણ તે ઘેર પાછો ફર્યો નહિં, ત્યારે ગભરામાં લલીએ પ્રકાશને તેની શોધમાં મોકલ્યો. અરધી રાત સુધીની પ્રકાશની શોધનું પરીણામ એજ આવ્યું કે પ્રેમાનંદની કંઇ ખબર મળી નહીં.

ઘેર આવી પ્રકાશે જોયું કે લાલી પોતાના ઓરડામાં કમાડ બંધ કરી સુઇ ગઇ છે દાસી બહારના દરવાજા પાસે પડી છે તેણીએ પ્રકાશને કહ્યું " બાઇ સુતી છે મને કહ્યું છે કે, શેઠ ઘેર આવે ત્યારે ખબર આપજો."

" સારૂં હું પણ દરવાજા પર સુઉં છું. " પ્રકાશે કહ્યું " જણાય છે કે કંઇ કામના સબબે તેઓ રોકાઇ ગયા છે. હવે આવતા હશે. " એટલું કહી પ્રકાશ બહાર બેઠો. આવી રીતે અંદરના બાર પાસે દાસી અને દરવાજા પર પ્રકાશ, પ્રેમાનંદને માટે માનો આખી રાત જાગતાંજ રહ્યાં વચ્ચે વચ્ચે જરી આંખ મીચાતી હતી. રાત વીતી જવા છતાં પણ પંડીત ઘેર ન આવવાથી બધાંને ચીન્તા થઇ પણ લાલી ઉઠી નહીં. ઘણી પુકારવા છતાં પણ જવાબ ન મળ્યો, ત્યારે પ્રકાશ બહારની બારી પર સીડી લગાવી અંદર જોવાને માટે ઉપર ગયો.

મકાનને પછવાડે એક નાહનો બગીચો હતો. તેને ફરતી દીવાલ અને દવાલની ચેની તરફ એક ગલી હતી. પ્રકાશ પછવાડે પહોંચી બહુ વિસ્મિત થયો. તેણે જોયું કે લલીના ઓરડાનાં જાળીયાં પર એક નીસરણી રાખેલી છે, વળી જાળીયાંમાં એક પણ લોઢાનો સળીયો રહ્યો નથી.

તરતજ તે નીસરણી પર થઇ ઉપર ગયો. ત્યાં પહોંચતાંજ બુમ પાડી એકદમ નીચે ઉતરી આવી દીવાનાની માફક દોડયો. તેને આમ દોડતો જોઇ જોવા વાળાં અજબ થયાં ન કોઇએ અંદર જવાની હિંમત કીધી કે ન કોઇ તેને પુછી શક્યુ. બધા એક બીજાનું મ્હોં જોવા લાગ્યાં.

" એક જણ અંદર જઇ જોતા શા માટે નથી ? " દાસીએ કહ્યું.

" પ્રકાશને આવવા દો ! " બધાએ સાથેજ જવાબ આપ્યો.

પ્રકાશ એક ગાડી કરી પોલિસ ચોકીમાં દોડી ગયો, અને ત્યાંના ઈન્સ્પેકટરને લઇ આવ્યો.

ઇન્સ્પેકટર સાહેબ નીસરણી પર થઇ ઉપર ચઢયા અને જાળીયાંની મારફતે અંદર જોતાં તેજ વખતે બહારનાં માણસોને દરવાજો તોડી નાંખવાનો હુકમ કર્યો ફરી કહ્યું " સારૂં, સબર કરો, જાળીયાંમાંથી દાખલ થઇ હુંજ દરવાજો ખોલું છું. "

અંદર જઇ દરવાજો ઉઘાડતાંજ ચારે તરફ ભયંકર દેખાવ નજરે પડ્યો. આખો ઓરડો માનો કે લોહીથી ડુબી ગયો છે. છેક જાળીયાં સુધી લોહીના છાંટા પડ્યા હતા. પલંગ ઉપરથી એક લોહીથી ખરડાયલો છરો પણ મળ્યો. ઘરની બધી ચીજો જ્યાંની ત્યાં અને જેમની તેમ પડેલી હતી, પરંતુ બાલીની બાયનો ક્યાંઇ પત્તો ન મળ્યો. તે સિવાય તે ઓરડાની એક પણ ચીજ ન્હોતી ગઈ.

જાળીયું, નીસરણી અને દિવાલ પર લોહીના છાંટા જોઇ માલુમ પડ્યું કે, ખુની પોતાનું કામ કરી, લાલીની લાશ લઇ જાળીયા મારફતે નીસરણીની મદદ વડે દીવાલ કુદાવી ન્હાસી ગયો છે.

આ કામ એક બે માણસથી તો બને તેવું નહોતુંજ. ખચીત તેઓ વધુ માણસો હોવા જોઇએ. વળી દાસી અને પ્રકાશ બેમાંથી કોઇને તેનો અવાજ પણ ન થયો. આ ઓરડાના બારણા પર દાસી આખી રાત જાગતી હતી, ત્યારે બહારના દરવાજા પર પ્રકાશ પોતાના શેઠની રાહ તાકતો બેશી રહયો હતો, પરંતુ આ બનાવ વિષે કોઇને ઇશારો વટીક જણાયો નહીં.

આવું પેચદાર ખુન કોઇ પણ વખત આ શહેરમાં નથી થયું, એટલા માટે આખા આગરા શહેરમાં ખળભળાટ મચી ગયો છે.

શહેરમાં લોકોએ તરેહવાર વાતો ઉડાવી, પરંતુ પ્રેમાનંદનું ગુમ થવું અને તેની સ્ત્રીનું ખુન ! એ બનાવ એકજ રાતના બનેલા હોવાથી લોકો પ્રેમાનંદ ઉપર એવુ ગુમાન લઇ જવા લાગ્યા કે, પોતાની સ્ત્રીની વફાદારી પર સંદેહ લાવી ખુદ પંડીતેજ તેણીને મારી નાખી, અને લાશ ક્યાંઇ ઠેકાવી દઇ પોતે ચાલ્યો ગયો. પોલીસ પણ એ વાત પર ભરોસો રાખી પ્રેમાનંદની શોધ કરવા લાગી.

# પ્રકરણ અઢારમું.

## ભલાની દુનીયાં નથી.

દુરજનસીંહ પણ થોડા દીવસ આગરામાં રહી લાલીના ખુન અને પ્રેમાનંદના ગુમ થવાની તપાસ કરવાનો વિચાર નકી કર્યો. એક ભાડુતી મકાનમાં તે પણ લાલસીંહની સાથે રહેવા લાગ્યો. તેને તો એટલે સુધી ખાત્રી હતી કે, લાલીનું ખુનજ નથી થયું, પરતુ એ ખાત્રી શા રીતે હતી એ તે નક્કી કહી શકતો.

બીછાનું લોહીથી તરબોળ છે, વળી તેના પર સુવા વાળીનો પત્તો નથી વળી તેણીનું માથુ કોઇ ચંડાળ કલકતા હોસ્પીટલમાં રાખી ગયો છે, એમાં જરા પણ સંદેહ કરવાની જગ્યા બાકી નથી; તો પણ કોણ જાણે કેમ દુર્જયસીંહનું મન કહેતું હતું કે લાલીનું ખુનજ નથી થયું.

આ તરફ લાલસીંહ હમેશાં લેવાતો ગયો. જોડીયા બ્હેનના મરી જવાથી બીજો હાયજ જીવતો રહે છે, એવા વિચારથી દુર્જયસીંહને પણ ચીંતા પેઠી પરંતુ સાધુઓના સાથમાં લાલસીંહ સહનશીલતાનો જબરો ગુણ મેળવવા પામ્યો છે, એમ ધારી મનનો ભાવ મનમાંજ દબાવી દુર્જયસીંહ વિચારવા લાગ્યો, "પ્રેમાનંદની મા અહીં નથી. જો તેણી આ વખતે હાજર હતે તો આ ભેદ જલદી પરખી શકાત. આ ભયંકર બનાવના ખબર તેણીને મળ્યા હશે કે નહ ? પરતુ ખબર મળ્યા હતે તો જરૂર તેણી અહી આવ્યા વગર રહેતે નહીં."

પ્રેમાનંદનો પત્તો મેળવવા માટે દુર્જયસીંહે ઘણી ઘણી તદબીરો કરી પરંતુ કાંઇ પણ ખબર મળ્યા નહીં. ને જે વખતનો ગયો ત્યારથી પાછો ફર્યોજ નહીં, ન કોઇના જોવામાં આવ્યો. પોલીસે પણ ઘણાં માથાં પછાડયાં પરંતુ કાંઇ પણ પત્તો મેળવી શક્યા નહીં.

ખુનનો પણ કાંઇ પત્તો મળ્યો નહીં. દુર્જયસીંહ સમજ્યો કે જો લાલીનુંજ શીર બાટલામાં બંધ કરી કલકત્તા હોસ્પીટલમાં રાખી ગયા છે, તો જરૂર તેણીનું ધડ લાકડાની પેટીમાં બંધ કરી દરીયામાં ફેંકી દીધું હશે.

પોલીસનો સુપ્રીન્ટેન્ડેન્ટ પણ ઘણી વખત દુર્જયસીંહને મળ્યો, તેની સાથેની વાતચીતમાં દુર્જયસીંહે તેને ઉડાઉ જવાબ આપ્યો. આમ અસલ વાત જાહેર ન કરવાનું પરીણામ એ આવ્યું કે સાહેબ તેના તરફ શકની નજરથી જોવા લાગ્યો.

હવે સાહેબે જાસુસી તપાસ તરીકે દુર્જયસીંહને ઘેર માણસ મોકલી બધી ખબર લીધી અને પોતે તેની પાસે જઈ કહ્યું, "બોલ બુઢ્ઢ ! તું કોણ છે ? તારા વતનમાં તપાસ કરતાં જણાયું છે કે, મેજર દુર્જયસીંહ તો આજ ત્રીસ વરસથી સન્યાસી સાધુ થયો છે !"

હવે તો દુર્જયસીંહ મોટા સંકટમાં આવી પડ્યો, જોયું કે ખરી હકીકત કહેવા સીવાય છુટકો નથી ત્યારે બોલ્યો, "હા સાહેબ ! પરંતુ હું ઘણાં સન્યાસ છોડી ફરીથી બન્યો છું એવા ખબર આપને નથી મળ્યા ?"

"હા, તે પણ ખબર છે !" સાહેબે કહ્યું. "દુર્જયસીંહે જબલપુરમાં પોતાને ઘેર કાગળ લખ્યો ત્યારે ઘરના માણસે લશ્કરી પોશાક મોકલી દીધો."

"બસ ! બસ !" દુર્જયસીંહ બોલ્યો. "સાહેબ, તેજ હું પોતે છું. મ્હેંજ ઘેર કાગળ લખ્યો હતો."

"પરંતુ તું જુઠો નથી એ ખાત્રી શી રીતે થાય ?" સાહેબે શંકા બતાવી.

"મ્હારી પર સંદેહ કરવાનું આપને કારણ શું છે ?"

"અમોને ખબર છે કે, રીસાલદાર મેજર દુર્જયસીંહને એકજ છોકરો છે વળી તે છોકરાને ત્યાં જોડ છોકરાં કદી જન્મ્યાંજ નથી."

હવે તો દુર્જયસીંહ થથરી જઈ બોલ્યો, "ઓ ! આપ આટલા મ્હારી પાછળ શા માટે પડયા છો ? હું તો તમારો ગુનેહગાર નથી,"

"અલબત ગુનેહગાર !" સાહેબ ગુસ્સાથી બોલ્યો. "તું બનાવટી દુર્જયસીંહ થઈને આવ્યો છે. બરાબર સીધા જવાબ નહીં દેવાથી અમો ગીરફતાર કરીશું"

"કયા કસુર માટે ?" દુર્જયસીંહે કડક થઈ પુછયું.

"પહેલો કસુર બનાવટી દુર્જયસીંહ થવાનો અને બીજો બન્ને ખુનમાં સામેલ હોવાનો !" સાહેબે આંખ તાણી કહ્યું.

" ત્યારે હવે હું જોઉં છું કે આપને બધી હકીકત કહ્યા સીવાય છુટકો નથી. " દુર્જયસીંહ લાચાર થઇ બોલ્યો.

" બસ ! " સાહેબે કહ્યું, " જો બેહતર ચાહતા હોવ તો બધી વાત ખુલ્લે ખુલ્લી કહી દે. કાંઇ પણ બાબત પડદામાં ના રાખતા. "

તરતજ દુર્જયસીંહે સાહેબને બધી વાત કહી. સંન્યાસીજીની કહાણી, પેલા કશ્મીરી ભલા માણસનો વૃતાંત, લાલ લાલીની જન્મ કથા, અને કાપેલા શિરની હકીકત એ બધું ખરેખરૂં કહી દીધું, પરતુ એક વાત ન જણાવી કે લાલસીંહ ઠાકરી છે. વધારામાં એ પણ કહી દીધું કે પ્રેમાનંદ પણ પોતાની સાથેજ સન્યાસ છોડી આ મામલાના ભેદ જાણવાને માટે ગૃહસ્થી બન્યો છે.

" ઓહ ! " સાહેબે હશીને કહ્યું. " આ ફીકશન પર તું મ્હને વિશ્વાસ કરવાને કહે છે, કેમ ? "

" ફીકશન બીકશન હું કંઇ નથી સમજતો સાહેબ ! "

" હા સમજ્યો." સાહેબે કહ્યું. " મનથી ઉપજાવી કાઢેલી વાતને અમો ફીકશન કહીએ છીએ. "

હવે તો દુર્જયસીંહ પર મોટી આફત આવી. તેણે જોયું કે સાહેબનો વિશ્વાસ તેની વાત પર નથી બેસતો ત્યારે બોલ્યો, " તો શું મ્હારી એક પણ વાત પર આપ વિશ્વાસ નથી મુકી શકતા ? "

" શી રીતે મુકું ? "

" ફીકર નહીં હું હમણાંજ તાર કરી મ્હારા દીકરા અને પાડોશીઓને બોલાવું છું. " દુર્જયસીંહે કહ્યું, " તેઓના આવતા સુધી હું અહીંજ રહીશ. તેઓના આવ્યા પછી તો આપને વિશ્વાસ આવશે ના ? "

" ઠીક છે " કહી સાહેબે તેની વાત મંજુર કરી. તરતજ દુર્જયસીંહે ઘેર તાર કર્યો. ધારેલા વખતે બરાબર તેના છોકરો અને બે ચાર આગેવાન પાડોશીઓ આગરે આવ્યાં, તેઓની તપાસ લઇ પોતાની ખાત્રી કર્યા પછી સાહબે તેઓને રજા આપી, અને પોતે પેશાવર જવાને માટે રવાના થયા.

દુર્જયસીંહે સંકટમાંથી બચી છુટકારાનો દમ ખેંચતાં કહ્યું " વાહ ગુરૂ ! આ દુનીયા પણ બુરી જગ્યા છે ! "

# પ્રકરણ ઓગણીસમું.

## કાબુલી નવાબનાં કાવતરાં.

આ તરફ કાબુલની ખુન ખરાબીમાં અંગરેજોએ અમીરને નજર કેદ કરી રાવળપીંડીમાં લાવી નાખ્યો. તેની સાથે ઘણા નવાબ અને ઉમરાવ પણ આવ્યા, તેમાંના નવાબ હુસેન અલીખાં એક મુખ્ય માણસ હતો. તે આ વખતે દીલ્હીમાં એક આલીશાન મકાનમાં ઉતર્યો હતો. તેના સાથે નોકર [illegible] સમજતા હતા કે, હજરત દિલ્હી [illegible]વા આવ્યા છે, પરંતુ વિશ્વાસુ કામદારો જાણતા હતા કે, કોઈ મ્હોટા કામનો બોજો તેના શીર પર મુકવામાં આવ્યો છે, તે હલકો કરવા પોતે દિલ્હી આવેલ છે.

એક દીવસ નવાબ સાહેબે પોતાના વિશ્વાસુ ક વૈદ્ય લક્ષ્મીપ્રસાદને પુછયું, " કેમ ? પેલા બાળકોની કંઇ ખબર મળી ?"

" હા હમણા કંઇ પત્તો મળ્યો છે." લક્ષ્મીપ્રસાદે જવાબ આપ્યો.

" એ બધાં કયાં છે ? "

" ગીરનાર પરથી આગરા આવ્યાં છે.' લક્ષ્મીપ્રસાદે કહ્યું. " જયાં પ્રેમાનંદ જયપુર મહારાજનો વકીલ થયો છે, અને તેની સાથે પેલામાંથી એક માણસ છે."

"યા ઇલાહી !" નવાબ પુકાર્યો. "તો શું પ્રેમાનંદ હવે સાધુ નથી ? "

- " નહિં, તેણે સાધુપણું છોડી નોકરી અખત્યાર કરી છે. " લક્ષ્મીપ્રસાદે કહ્યું, " અને તે બેમાથી એકને પોતાની ઓરત તરીકે જાહેર કરી હમણા આગરામાં રહે છે."

"પણ વીવાહ તો નથી કરી લીધા ના !" નવાબે આતુર થઇ પુછયુ " નહીં તો બધું બરબાદ થઇ જશે."

" જો કરી લીધા હોય તો પણ શું થયું ?" લક્ષ્મીપ્રસાદ બોલ્યો. " ત્યાં ઉઠાવી જવા પછી કંઇ ગરબડ નહીં કરે. નવાબ સાહેબ બેધડક નિકાહ કરી લેશે."

" હા, તે વાત પણ બરાબર છે." નવાબે હસીને કહ્યું. " પણ પેલો બીજો ક્યાં ગયો ? "

" તેને માટે કંઇ પાકી ખબર નથી મળી, સાંભળ્યું છે કે તે પણ એક સન્યાસી સાથે ગીરનાર પરથી ચાલી આવેલ છે."

" તેણે પણ પ્રેમાનંદથી શાદી કરી છે કે શું ? "

" તે ખબર નથી મળ્યા. પત્તો લેવા માટે દુત છોડ્યા છે."

" પરંતુ અમોને તો બંનેની દરકાર છે. બંને વિના કામ નહિ બનશે."

" બંને મળશે "

" અને પેલી સંન્યાસીની ક્યાં છે ? "

" ત્યાર પછી તેણીની કંઈ ખબર નથી મળતી."

" તેણીજ બધી આફતોની જડ છે. તેને તો પહેલાંજ ખતમ કરવી જોઇએ." નવાબે કહ્યું " નહિં તો એક પણ કામ પાર પડવા નહીં દે."

" તેણીના માટે પણ માણસો રવાના થઇ ચુક્યાં છે. "

" ખેર, પણ પેલી ચીજ તો હાથ આવી ગઇ ના ? "

" હા, મોહનલાલે મોટી મુશ્કેલીએ તે હાથ કરી લીધું છે." લક્ષ્મીપ્રસાદ બોલ્યો. " વળી કોઇ જાણવા ન પામે એટલા માટે તેની જગ્યાએ બીજા નંબરની બોટલ રાખી આવ્યો હતો, આમ કરવા માટે મોહનલાલે હોસ્પીટલના માણસને પાંચસો રૂપીયા આપી રાજી રાખ્યો ત્યારેજ કામ બન્યું ! "

" ફીકર નહીં. " નવાબે ઉકળાટથી કહ્યું. " કામ થવું જોઇએ. નાણાં ફાવે તેટલાં ખરચાય "

" કામ તો થશેજ. " લક્ષ્મીપ્રસાદ બોલ્યો," ચારે તરફ માણસો લાગ્યાં છે. શું કરીએ આજે તો ક્યારનોએ એ માલ સરહદ બહાર માણેકલાલ લઇ ગયો હતે, પરંતુ ગાજીપુરના પોસ્ટ માસ્તરે પોલિસને ખબર આપી વચ્ચે ફાંસ મારી કે આ બધી ગરબડ થઇ રહી."

" શું હજી પણ પોલિસ તેના પાછળ પડી છે ? "

" હવે તો પહેલાં કરતાં પણ વધારે મંડી રહી છે." લક્ષ્મીએ કહ્યું.

" મોહનલાલની મુકતી કારગત ન થઇ. એટલે બદલાવાની વાત હોરપીઢ ભમાં બીજેજ દીવસે ખુલ્લી થઇ ગઇ. "

" હેં ! તે કેમ ? "

" તે હજી પુરી ખબર નથી, પરંતુ ખબર પડતાંજ પોલીસ પુરતા જોસથી પાછળ પડી ચુકી છે, અને જબરી ચાલાકીથી તપાસ કરી રહી છે. "

" ત્યારે તો બહુ હેરાની થશે. એ બધાને આમાં મગજમારી કરવાનું શું કારણ છે ? "

" વાત એમ છે કે, જો તેઓ આ બનાવનું મુળ જાણી લેતે તો તેઓને આટલી હાડમારી પામવાની જરૂર ન હતી, પરંતુ હજી તો તેઓ અંધારામાં ભટકે છે, કાંઇ વધુ ઘટુ જાણતાજ નથી."

" સારૂં, તેઓને ભટકવા દો, " નવાબ બોલ્યો. " એક વખત આ દેશમાંથી બહાર ગયા પછી બધો બખેડો પુરો થઇ જશે, પણ એટલું ધ્યાનમાં રાખજો કે, આ વખતે પ્રથમની માફક ન થાય. "

" નહિં, આ વખતે એવી અડચણ કદી પણ ઉભી થશે નહીં. " લક્ષ્મીપ્રસાદ બોલ્યો. " મોહનલાલ બહુ સાવચેત રહી સાધુના રૂપમાં બરાબરતેજ ચાલ્યો જાય છે. આ વખતે અડચણ આવવાનું એક પણ કારણ નથી."

" પરંતુ જ્યાં સુધી સરહદ પાર ન કરે ત્યાં સુધી ભરોસો નથી આવતો."

" આપ આ વખતે ખાતર જમા રાખો."

એટલામાં હાંફતો હાંફતો એક મુસલમાન ત્યાં આવી પહોંચ્યો. માથા પર લાલ પાઘડી બદનમાં પેરણ અને પાયજામો પહેરેલો હતો તેને જોતાં જ તેના કરતાં પણ વધુ ગભરાટથી નવાબે પુછયું,

" કેમ ગફુરઅલી ! શા ખબર છે ? "

" ખબર બહુ ખરાબ છે." ગફુર હાંફતો હાંફતો બોલ્યો. " વળી પાછું ! પાછું વળી ! "

" અરે જલદી બોલ એમ અટકાય છે શા માટે ? " નવાબે આતુર થઇ જાણવા માગ્યું.

" તે બીજાનું આગરામાં ખુન થઇ ગયું સાહેબ ! "

" ખુન ! કોણે કર્યું ? "

" તેઓના માણસેજ. જહાંપનાહ ! જે પ્રેમાનંદ નામનો તેની સાથે હતો તેણે."

ગુસ્સા સાથે નવાબે નાકિમેદીની એક મજબુત હાથ ખેંચી. તેનું આંગે આંગ તુટવા લાગ્યું. મ્હોંપરનો પશીનો લુછતાં બોલ્યો, " હાય ! ગજબ ! આ શું કહે છે ગફુરઅલી ! "

" હા, જહાંપનાહ ! હું બરાબર કહું છું. તેણીનું ખુન થયું ! "

" નહીં એ તદન ન બનવા જોગ છે." લક્ષ્મીપ્રસાદે તેના તરફ જોઇ અજાયબીથી કહ્યું

વાત એમ છે કે, ગફુરે પ્રેમાનંદ અને લાલીની જે વાત કહી તે આખા આગરા શહેરમાં ઘરે ઘર જાહેર થઇ ગઇ છે. આ હકીકત સાંભળી લક્ષ્મીપ્રસાદ અને નવાબ બને ચકીત થઇ એક બીજાનું મ્હોં જોવા લાગ્યા

થોડીવાર પછી એક લાંબો નિશ્વાસ મુકી નવાબ સાહેબે પુછ્યું, " આનો મતલબ શો છે ? "

" હું ધારૂ છું કે આમાં આપણા શિવાય કોઇ બીજાં માણસો પણ છે." લક્ષ્મીપ્રસાદે કહ્યું.

" તે શી રીતે ? "

" નહિં તો ખુન થાય શા માટે ! આપણે તેને અહીંથી હઠાવી જવા ચાહીએ છીએ, નવાબ તેનાથી નિકાહ ઇચ્છે છે. અને અહીં તો કોઇ આપણાથી ઉલટુંજ કામ હાથ ધરી બેઠું છે."

" તે શું ? " નવાબે જાણવા માગ્યું.

" જોતા નથી તેણે બન્ને ખુન કરી નાખ્યાં ! બંનેના નહીં રહેવાથી તો જોઇએ છીએ કે, આપણી મતલબ પર પાણી—"

" ત્યારે તો બધી મહેનત બરબાદ થઇ ગઇ." નવાબ એક નિશ્વાસ નાખી વચ્ચે બોલી ઉઠયો.

" પરંતુ અસલ માલ તો આપણાજ કબજામાં છે ના ! " લક્ષ્મીપ્રસાદે નવાબને ધીરજ આપી.

## પ્રકરણ વીસમું.

### કાબુલના ખજાનાનો છુપો ભેદ.

" એકના મરવાથી શું થયું બાજી તો સલામત છે ને ! " ગફુરઆ બીએ કહ્યું " તેણી નવાબની બેગમ થશે."

" એ પણ તમો લોકોથી બને તેમ લાગતું નથી." નવાબ બોલ્યા.

" મ્હેં એક માણસ રવાના કર્યો છે, તે જલદી ખબર લાવશે."

" તે કોણ છે ? " લક્ષ્મીપ્રસાદે પુછ્યું.

" તે બહુ પક્કો છે. દુનીયાં ખાધેલો છે." ગફુરે કહ્યું. " તેનું નામ માણેકલાલ છે. તે એક હિંદુસ્તાની છે.

" પણ તે તને મળ્યો કયાંથી ? " નવાબે અચકાઇને પુછયું.

" ચંડુલખાનામાંથી. " જવાબ મળ્યો.

" ત્યારે તો ત્હારૂં બધું કામ કરી આવશે. પેલા પાગલ માણેકને માટે કહે છે ના ? " લક્ષ્મીપ્રસાદે કહ્યું.

" અરે જનાબ ! તેના પાગલપણામાંજ બધી કરામત છે. આપ જાણુતા નથી કે ગોદડીમાંજ માકડ રહે છે." ગફુર છાપરે ચઢયો.

" બસ રહેવા દો." લક્ષ્મીપ્રસાદ બોલ્યો. " ફક્ત ચંડુલખોરાજ નહિ, સાથે પાગલ પણ છે. એક તો કારેલું અને માથે ખટાશ ચડી ! "

" જુઓ ત્યારે હમણાજ ખબર ! " ગફુર મુછ પર હાથ ફેરવતો બોલ્યો.

નવાબે હવે તેની વાત પર ધ્યાન ન આપતાં લક્ષ્મીપ્રસાદને કહ્યું. " વારૂ, તમે શું ધારો છો ? આ મામલામાં કોણ કોણ પડયું છે ? "

" પેલી કોમળ બાલિકાના ખુનથી અકકળ થઇ શકે છે, કે વખતે પેલો નોકર પણ હોય ! " લક્ષ્મીશામે કંઇ આગલી યાદ આપી.

" અરે તેનું તો ઠેકાણુંજ કયાં છે ! " નવાબે કહ્યું. " તે તો મરી ગયો."

"એવા અંદાજી ઘોડા ચલાવી હવે કામ ન લેવું જોઇએ!" લક્ષ્મી પ્રસાદે કહ્યું.

"એ અંદાજ કંઇ ખોટો નથી." નવાબે કહ્યું "વળી તેના સિવાય બીજો કોઇ આ બાબત માટે જાણનો પણ નથા. અયોધ્યાનાથના મરણ વખતે તેનો નોકર અને ફકીર સિવાય બીજુ કંઇ ત્યાં હતુ નહીં. હું પોતે ઝુંપડીની દિવાલ પાસે ઉભો રહી તેની વાત સાંભળતો હતો."

"એમ પણ બનવા જોગ છે કે, તે નોકર મરતી વખતે અંદર ખા નેથી બીજા કોઇને કહી ગયો હોય!" લક્ષ્મી પ્રસાદે અક્કલ દોડાવી.

"તો શું બબ્બે ખુન કરી તે એમ બતાવવા માગે છે કે, અયોધ્યાનાથનો કોઈ વારસજ નથી!" નવાબે પુછ્યું.

"દેખાવ પરથી તો એમજ જણાય છે." લક્ષ્મીપ્રસાદે કહ્યું "કમ પુરૂં થયે ગારનશાહ ફકીરને જઇને કહેશે કે અયોધ્યાનાથને બે છોકરીઓ થઇ હતી તે બન્ને ગુજરી ગઇ છે."

"શિર મળે યા ન મળે! પરંતુ જ્યાં સુધી ફકીર નહીં બોલશે ત્યાં સુધી કોઇને પણ ઠેકાણું નહીં મળે કે દોલત કયાં દાટી છે." નવાબે કહ્યું

"એમ પણ બની શકે છે કે, એ ખરો ભેદ નોકર આ લોકોને કહી ગયો હોય!" લક્ષ્મીપ્રસાદે કહ્યું.

નવાબ સાહેબના મોંઢાં પર ગંભીરતાનો કાળો પડદો ફરી વળ્યો. તે ડરીને બોલ્યો, "જો તેમ થયુ હોય તો ઉપાય શો છે?"

"ઉપાય શાનો જનાબ!" લક્ષ્મીપ્રસાદ બોલ્યો. "એ લોકોને શીર મળ્યું નથી અને કદી મળશે પણ નહીં."

"પરંતુ દુશ્મનો જોર પર છે." નવાબે કહ્યું. "પહેલાં સન્યાસીની હતી, પછી પોલિસ થઇ અને હમણાં જોઇએ છીએ કે આ કોઇ ત્રિજો પણ ઉભો થયો. ધીરે ધીરે પછેડી ભીંજાતી જાય છે."

"શું કરીશું હજરત!" લક્ષ્મીપ્રસાદે કહ્યું. "કોઇ પણ કામ મુશ્કલી વગર તો નથીજ થતું, તેમાં પણ આ તો કાબુલના અમીર દોસ્ત મહું મદની દોલતનો મામલો છે."

"હું જો અજોધ્યાનાથની છોકરીઓને તેઓના પાસે લઇ જાઉં, અને પેલું શિર તેમની નજર સામે હાજર કરૂં તો, તેઓ દોલતનો અરધો હિસ્સો દેવા ખુશી છે." નવાબે કહ્યું. "બાકીનો ભાગ મુસલમાન ધર્મની તરફદારીમાં વપરાશે."

"પરંતુ તેઓને જો ખબર હોય કે એ ધન ક્યાં છે ? તો તેઓ બેધડક મેળવી શકે તેમ છે." લક્ષ્મીપ્રસાદ બોલ્યો. "આ કાપેલા શીરની તેને શી જરૂર છે ?"

"મને ખબર છે ત્યાં સુધી હું જાણું છું કે, એ છુપા ખજાનાની ખબર તેઓને નથી." નવાબ બોલ્યો. "જો ખબર હતે તો શીર લેવા મને કદી ન મોકલતે. વળી શીર સાથે શું લાગે વળગે તે હું જાણતો નથી."

"તો શું એક મુર્દાનું કાપેલું માથું ત્યાં જઇને બતાવી દેશે કે ખજાનો ક્યાં દાટયો છે ?" લક્ષ્મીપ્રસાદે મશ્કરીમાં પુછ્યું.

"હા તેમજ થશે "નવાબ બોલ્યો." ભલે તે બોલશે નહિં, તો પણ શીરમાં કંઇ એવી કરામત છે કે તેનાથી દોલતનો પત્તો લાગી જશે."

"સારૂં જોઇશું." લક્ષ્મીપ્રસાદ બોલ્યો. "પરિણામે બધું આપો આપ ખુલ્લી જશે. આપ મ્હને એક લાખ રૂપીયા દેવાને ખુશી છો કે ?"

"કામ થયા પછી એક નહીં પાંચ !"

"ફીકર નહિં અમે તો ખસ ક્યારથી વેચાણુ થઇ ચુકયા છીએ."

"તમે રૂપીયાની ફીકર નાહક કરો છો. જાણતા નથી, જ્યારે કાબુલની લડાઇ શરૂ થઇ ત્યારે નામદાર અમીર સાહેબ પોતાની તમામ દોલત વિશ્વાસુ ખજાનચી અજોધ્યાનાથને સોંપી ન્હાશી ગયા. અજોધ્યાનાથે બધી દોલત કોઇ પહાડી જગ્યામાં રાખી હતી. જ્યારે અંગરેજો ત્યાં પહોંચ્યા ત્યારે અજોધ્યાનાથ પોતાની સ્ત્રી અને નોકરને લઇ ન્હાસી ગયો. દોલતને માટે બીજા કોઇને ખબર હતી નહીં. તેણે એક પીરનશાહનો આશ્રય લીધો. હવે એ પીરનશાહની ઝુંપડીમાં જ્યારે તે અજોધ્યાનાથ બીમાર થઇ મરી ગયો ત્યારે હું બાજુમાં હતો. મરતી વખતે ફકીરને તેણે જે કંઇ કહ્યું તે

બધું મ્હેં સાંભળ્યું હતું. એ પરથી તેના મરવા પછી લાખો પર પણ શુમાર નહીં રહે."

"સારૂં, પણ ફકીરને અજોધ્યનાથની છોકરીઓના ખબર ક્યાંથી મળ્યા?" લક્ષ્મીપ્રસાદે પુછ્યું.

"તમોને ઘણી વાર ઇશારા કરી ચુકયો કે, અજોધ્યાનાથના મરવા પછી નોકર તેની ઓર્ના શોધમાં ફરતો રહયો." નવાબે કહ્યું. "તેણે એટલો પતો મેળવ્યો કે, એક સન્યાસીની બે બચ્ચાંઓની સાથે અંગરેજ ફોજમાં રહી છે. તેથી બન્ને છોકરીઓને લઇને તેઓની સાથેજ હિંદુસ્તાન ચાલી આવી. અને ઘણી નડતરો પછીજ અમો એ સન્યાસીનીનો પત્તો મેળવી શકયા છીએ."

"ફીકર નહીં એ શીરતો આપણે હાથ આવ્યું છે," લક્ષ્મીપ્રસાદે કહ્યું

"હજુ આવ્યું કહેવાય નહિં." નવાબે શંકા બતાવી.

"આવ્યુંજ સમજો. ફક્ત એક બે દિવસની વાર છે, આપ બે ફિકર રહો, મોહનલાલ જેવો તેવો માણસ નથી."

"એવા વખતમાં પણ તે છોકરીઓની જરૂર છે." નવાબે કહ્યું.

"એક તો મરી ગઇ."

"બીજી તો છે ને!"

એટલામાં નોકરે આવી ખબર આપ્યા કે એક માણસ હજુરને મળવા માગે છે.

"કોણ છે?" નવાબે ચોંકીને પુછ્યું.

"કોઇ પંજાબી સીપાઇ છે."

"પંજાબી સીપાઇ!" નવાબે અજાયબીથી પડધો કર્યો.

"હા, સાથે એક ખુબ સુરત છોકરો છે!"

"તમે જઇને જુઓ." નવાબે લક્ષ્મીપ્રસાદને કહ્યું, "અને કંઇ ગરબડ જેવું ન હોય તો અંદર લાવો."

હુકમ સાંભળી લક્ષ્મીપ્રસાદ ત્યાંથી ઉઠી ગયો.

# પ્રકરણ એકવીસમું.

## અણગમતી મુલાકાત.

થોડીજ વારમાં લક્ષ્મીપ્રસાદ, દુર્જયસીંહ અને લાલસીંહની સાથે ત્યાં આવી પહોંચ્યો.

નવાબ ચોંકયો. તે ઉઠી ઉભો થવા ચાહતો હતો, પરંતુ લક્ષ્મીપ્રસાદના ઇશારાથી બેશી રહયો. લક્ષ્મીપ્રસાદે કહ્યું. "આ દુર્જયસીંહ પહેલાં અંગરેજી સેનામાં રીસાલદાર મેજર હતા, આપની સાથે કાબુલ સંબંધી વાત ચીત કરવા આવ્યા છે."

અત્યાર સુધી નવાબને લાલસીંહ તરફ ટીકતો જોઇ દુર્જયસીંહે કહ્યું; "આ મારા છોકરાનો છોકરો છે."

"બેસો." નવાબે કહ્યું, "મ્હારી ખુશ નશીબી કે આપ જેવા ભલા માણસની મુલાકાત થઇ." દુર્જયસીંહ બેઠો. નવાબે લાલસીંહને પોતાની પાસે બેસવા ઇશારો કર્યો, પરંતુ તે ચુપચાપ દુર્જયસીંહ પાસે જઇ બેઠો. બરાબર ગોઠવાયા પછી દુર્જયસીંહે નવાબને કહ્યું. "સાંભળ્યું છે કે હજુર, અમીર યાકુબઅલીખાંના સંબધી છો."

"હા હું તેઓનો ગુલામ છું." નવાબે તમીજથી જવાબ આપ્યો.

"હું અમીરને મળવા માટે રાંવળપીંડી જતો હતો," દુર્જયસીંહ બોલ્યો. "આપના અહીં આવ્યાના ખબર સાંભળી વિચાર કર્યો કે મુલાકાત કરતો જાઉં!"

"મહેરબાની! ઘણી ખુશીની વાત!"

"કાબુલની લડાઇ વખતે અંગરેજી લશ્કરમાં હું મોજુદ હતો," દુર્જયસીંહે કહ્યું, "જ્યારે અમો કાબુલની નજીક પહોંચ્યા ત્યારે અમીર દોસ્ત મહમદ દેશ છોડી ન્હાસી ગયા—"

"તે ગઇ ગુજરી વાતોથી શું કામ છે?" નવાબે વચ્ચેજ પુછ્યું,

"હું તે વાત નથી કહેતો." દુર્જયસીંહ બોલ્યો. "હું અમીર સાહેબનું ભલું કરવાને આવ્યો છું."

" ફરમાવો, શો હુકમ છે ? "

" તે દીસોમાં મેં સાંભળ્યું હતું કે તેઓ પોતાની દોલત પોતાના શ્વાસુ પંડીત અયોધ્યાનાથને સોંપી ગયા હતા." દુર્જયસીંહ મુદ્દા પર વ્યો.

" હા, એ વાત તો અમો લોકોએ પણ સાંભળી હતી."

" એ બધી દોલત તેનાજ પાસે હતી." દુર્જયે કહ્યું " પરંતુ જણા છે કે લડાઇમાં તે માર્યો ગયો."

" તે શી રીતે જણાયું ? " નવાબે પુછ્યું. " અમોને તો તેના માટે ઇ ખબર નથી."

" આપ લોકોએ તેની કંઇ શોધ ખોળ નથી કરી ? "

" કરી તો ઘણી પરંતુ કંઇ પત્તો લાગ્યો નહીં."

" પેલી દોલતની કંઇ શોધ ચલાવી ? "

" તે તો અંગરેજોએ લુંટી લીધી હતી."

" ના, ના ! " દુર્જયસીંહ બોલ્યો " એવી વાહીયાત વાત તમે શા ટે કરો છો ? તેઓને કંઇ પણ ખબર ન હતી કે માલ કયાં છે ? "

" ત્યારે તો અયોધ્યાનાથની સાથે દોલત પણ ગુમ થઇ. " નવાબ હ્યો. " હવે તેને મેળવવાનો કયાં ભરોસો છે ? "

" કાં- છે ખરો ! " દુર્જયસીંહે કહ્યું. " હું અટકળ કરૂં છું કે તે વરસની વાત પર કાબુલની ખુનખાર લડાઇના વખતે એક કાશ્મીરી ભ માણસ પોતાની ગર્ભવંતી ઓરતને એક સંન્યાસીનીના પાસે રાખી ન્હા ગયો હતો, તે સ્ત્રીને બે જોડ કન્યાઓ જન્મી હતી."

" હા, એ વાત પણ અમોએ સાંભળી છે. "

" તે સંન્યાસીનીએ એ બંને કન્યાઓને પાળી પોષી મોટી કરી છે, ૭ સુધી એ બંને સંન્યાસીનીનીજ પાસે છે."

" એકનું તો ખુન થઇ ગયું સાંભળ્યું." નવાબે કહ્યું.

આ સાંભળી લક્ષ્મીપ્રસાદે ગુસ્સામાં નવાબ સામી આંખો તાણી. નવાબ

પોતાને સંભાળીને બોલ્યો, "ચોક્કસ ખુન નથી કહી શકાતું. ઉડતી ખબર સાંભળી છે."

"હા, આપનું તે સાંભળવું બરાબર છે." દુર્જયસીંહે કહ્યું. "આગ રામાં એકનું ખુન થઇ ગયું. આપને તો બધી વાતની ખબર દેખાવ છે!"

નવાબે જોયું કે હવે તો પકડાઇ ગયા, ત્યારે તે બરાબર સીધો થઇ બોલ્યો. "જુઓ આપથી હવે હું કંઇ નહીં છુપાવું. અમે લોકોએ ત પાસ કરી તો માલુમ પડયું કે એ બંને અયોધ્યાનાથનીજ છોકરીઓ છે."

"ઓહ! ત્યારે તો મ્હારી અટકળ પણ વ્યાજબીજ છે." દુર્જય બોલ્યો.

"હા, બરાબર છે. અયોધ્યાનાથની સાથે તેનો એક વિશ્વાસુ નોકર હતો," નવાબે કહ્યું. "અયોધ્યાનાથના મરણ પછી તેણે પત્તો મેળવ્યો કે તેની સ્ત્રી બે છોકરીઓને જન્મ આપ્યા પછી બેહસ્ત કરી ગઇ. આ સંન્યાસીની એ બચ્ચાંઓને લઇ અંગરેજી લશકર સાથે આ દેશમાં ચાલી આવી."

"જ્યારે તમોએ એ બંને છોકરીઓની ખબર મેળવી છે, ત્યારે તેમ કરવાનું કારણ આપ મને બતાવી શકશો?"

"હા, શા માટે નહિં? એ બધું પેલી દોલતને માટે?"

"પણ એ બચ્ચાંઓને શું ખબર છે?"

"એ બચ્ચાં તો નથી જાણતાં, પરંતુ—"

"ઓહો!" દુર્જયસીંહ વચ્ચે બોલી ઉઠયો. "જણાય છે કે આપ કાપેલા શીરની વાત પણ જાણો છો!"

"જ્યારે આપ જાણોજ છો ત્યારે છુપાવાની શી જરૂર છે?" નવાબ બોલ્યો. "પરંતુ હવે તો હું પહેલાં આપની બધી વાત સાંભળવા ચાહું છું. આપ શા માટે તેની તપાસમાં છો?"

"હું પણ આપથી કંઇ નહિં છુપાવું." દુર્જયસીંહે કહ્યું. "તે સંન્યાસીનીના અમે લોક ચેલા છીએ કોઇ ચંડાળે એ બેમાંથી એક છોકરીને મારી નાખી છે. અમે લોકો એ બંનેને જીવથી પણ વધુ ચાહતા હતા,

તેથી ધરાજીએ છીએ કે એ છોકરી પોતાના માબાપની દોલત મેળવે. એ બાબતનો બોજો અમોએ માથે ઉઠાવ્યો છે."

" દોલત તો અમીરની છે, અયોધ્યાનાથની નહીં ! "

" તે બરોબર પરંતુ એટલી મોટી દોલત અમીરને મળશે ત્યારે તે એ છોકરીને ખુશી કરશે ખરા."

" તે ઠીક છે, પરંતુ અમોએ દોલત માટે ઘણી મહેનત કરી છતાં મેળવી શકયા નહીં. આપ શી રીતે મેળવશો ? "

" આ વખતે તો હું કંઇ કહી શકતો નથી, પરંતુ સંભવ છે. "

" એ હવામાં મકાન બનાવવા જેવી વાત છે." નવાબે કહ્યું.

" ત્યારે તમે પેલાં કાપેલાં શીર અને છોકરીની તપાસ શા માટે કરો છો ? "

નવાબ ફરી છટકામાં પકડાયલા ઉંદરની માફક અહીં તહીં કરવા લ ગો. તેણે કહ્યું " હવે તો અમો લોકોએ એક તરફથી આશા છોડી દીધી છે."

" આપને ખબર છે કે, બીજા માણસો પણ આ દોલતને માટે કે શીશ કરી રહ્યાં છે ? " દુર્જયસીંહે પુછયું.

" નહિ ! બીજા કોઇને શી ગરજ છે ? "

" આપે નથી સાંભળ્યું કે પેલું કાપેલું શીર સન્યાસીની પાસેથી ચોરાઇ ગયું છે. " દુર્જયસીંહે કહ્યું. " પરંતુ ચોર આ દેશથી આગળ ઇ જવા પામ્યો નથી. પેશાવરની પોસ્ટ ઓફીસમાંજ તે પોલીસના હાથ આવી ગયું, તેઓએ તે કલકતા હોસ્પીટલમાં મોકલી દીધું હતું. પર એ કાળાં મહોંઓનાં ટોળાંએ એક છોકરીનું આગરામાં ખુન કરી નાખ તેણીનું શીર એક બોટલમાં પેક કરી હોસ્પીટલની બોટલથી બદલાવી ખ્યું છે."

" અમોએ તો કાંઇ સાંભળ્યું નથી. " નવાબે કાને હાથ મુકયા " ણ આ બધું કરી રહ્યું છે ? "

" તેજ હું આપને પુછવા આવ્યો છું. "

" તો શું આપ એમ સમજો છો કે મ્હેંજ એ શીર ચેર્યું ? " નવાબ ચોંકીને બોલી ઉઠયો, " અને એ છોકરીનું ખુન કર્યું ! "

" નહીં હું આપને એમ નથી કહેતો " દુર્જયસીંહ બોલ્યો. " મતલબ એ કે કોઇ બીજા પણ આ કારસ્થાનમાં છે. "

" બનવા જોગ છે. " નવાબે ટુંકું પતાવ્યું.

" ત્યારે મ્હારૂં ધારવું ખરૂં છે, કે આ બધું દોલતને માટેજ થઈ રહ્યું છે. " દુર્જયસીંહ બોલ્યો. " આપ આ બાબતમાં વધુ કંઇ નથી જાણતા ? "

" નહિં, " નવાબે કહ્યું. " આપ જે જાણો છો તેનાથી વધારે આ એ કાંઇ જાણતા નથી. "

## પ્રકરણ બાવીસમું.

### ફસાઇ પડયા.

" ખેર ! તો હવે હું આપને વધુ હરકત કરવા માગતો નથી. " ઉભા થતાં દુર્જયસીંહે કહ્યું.

" તેમાં હરકત કરવાનું શું છે ? " નવાબ વિવેકથી બોલ્યો. " જો આ દોલતની કંઇ ખબર મળે તો આપ મને બતાવશો. હું જેટલી સહેલાઇથી દરબારમાં તેનો બંદોબસ્ત કરી શકીશ તેટલો આપથી નહીં બને. "

" તે તો ખુલ્લું છે. " કહી દુર્જયસીંહ દરવાજા તરફ વધ્યો. પ્રથમથીજ તેને નવાબને માટે જે સંદેહ થયો હતો, તે વાત થવા પછી સો ગણો વધી ગયો. કોણ જાણે પાછળ કંઇ ગરબડ થાય એવા વિચારથી લાલસિંહને આગળ ચાલવાનો ઇશારો કર્યો.

પરંતુ તે ઓરડાના બારણાની પાસે પહોંચતાંજ કોઇએ એક મોટું કપડું દુર્જયસીંહના માથા પર નાંખી પાછળથી ખેંચ્યું, આંખ મ્હોડું બંધ થઇ જવાથી તે નીચે પડી ગયો.

લાલસિંહ બારણાની બહાર જઇ ચુકયો હતો, પરંતુ અવાજ સાંભળી પાછો ફર્યો કે, તરતજ કોઇએ બારણાં બંધ કરી લીધાં. લાલસીંહ બાર ખખડાવી થાકયો પરંતુ કોઇએ ઉઘાડયાં તો નહી પરંતુ જવાબ પણ ન આપ્યો.

લાલસીંહ ત્યાંથી પાછો ફર્યો, તો જોયું કે પોતે પણ કેદ થએલો છે. આગળ પાછળ કયાંઇ જવાનો ઉપાય રહ્યો નહીં. ફક્ત ઉંચે દીવાલમાં એક જાળીયું છે પરંતુ ત્યાં પણ પહોંચી શકાય તેવું ન હતું.

એટલું છતાં પણ તે ગભરાયો નહીં. હિંમત કરી ચુપચુપ ત્યાંથી નાસી જવાની તદબીર શોધવા લાગ્યો. મનમાં વિચાર્યું કે " દુર્જયસીંહને મારવા વાળો યા કેદ કરવા વાળો તો કોઇ છેજ નહીં, તે જરૂર મને કોમ પણ રીતે અહીંથી છુટો કરશે. તેના પાસે પીસ્તોલ છે એટલે પહેલાં શાંત માણસોનાં ખુન કર્યા સીવાય તો તે પકડાય તેમ નથીજ. મ્હારી પાસે પણ—"

એટલું કહેતાં લાલસીંહે કમરમાંથી કારતુસ ભરેલી સાત બારની રીવોલ્વર કહાડી કહ્યું. " હું પણ સાતને માર્યા પહેલાં તો નહિંજ મરૂં."

એટલામાં જાળીયામાંથી કાંઇ ચીજ તેના પાસે આવી પડી ઉઠાવીને જોતાં જણાયું કે તે એક ઇંટનો ટુકડો છે, તેની એક બાજુ એક કાગળનો કટકો ચોડી તેપર ફક્ત બેજ શબ્દો લખેલા છે– " ડરવું નહીં. "

અક્ષર જોતાંજ તે ચોંકયો, પોતાનો હાથ પકડી જેણે લખતાં શીખવાડેલું તેનાજ એ અક્ષર હતા. લાલસીંહ સમજી ગયો કે, પ્રેમાનંદ ગુમ નથી થયો. જયારે સ્વારી પાસેજ છે, વળી કહે છે કે ડરવું નહીં ! ત્યારે લાલસીંહને હવે કઇ વાતની બ્હીક હતી ? "

નિડર થઇ તે કમાડ ઠોકવા અને બુમો પાડવા લાગ્યો પરંતુ પોતાના અવાજના પડઘા સિવાય તે બીજું કશું સાંભળી શકયો નહીં. તરતજ ભુખનો માર્યો તે જમીનપર પડયો અને કમરની પીસ્તોલ પકડી ઉંઘી ગયો.

પરંતુ થોડીવારે કમાડ ખુલવાના અવાજથી તેની આંખ ઉઘડી ગઇ. ઉંઘ કંઇ બહુ નહોતી આવી. આમ જાગી ન જતે તો કોણ જાણે શું થતે !

તેણે જોરથી પીસ્તોલ પકડી રાખી ઉભો થઇ જોયું તો નવાબ બાર

ણું ઉઘાડી અંદર આવ્યો છે. તેઓના પાછળ લાકડાના વાસણમાં કંઈ ચી જ રાખી એક બીજો મણુસ પણ દાખલ થયો.

તેની પર લાલસીંહની ગુસ્સાભરી નજર પડી. તેને દેખતાંજ તે ચોંકયો. અને બરાબર નજર ઠેરવી જોયું. તે બીજો આવનાર જાહેરમાં નવાબનો નોકર છે. ઉમરમાં પણ અરધી પાકેલી દાઢીનો છે. મથામાં તુર્કી ટોપી અને કમરમાં લાલ લુંગી સાથનો એ નોકર ખાવાની ચીજને એક ખુણામાં મુકી જમીન પર કંઇ શોધવા લાગ્યો. નવાબે કહ્યું, "અરે પાજી! ચંડુલ ખોર! અહી શું શોધે છે? જા, નીચ!"

"હજુર! હજુર!" કહેતો હાથ જોડી તે ચાલ્યો ગયો. નવાબે ધીરેથી બારણાં બંધ કર્યાં કે પાછળથી નોકરે અવાજ કર્યો, "હજુર! હજુર!"

"અરે દુર થા! ચંડુલી!"

હવે બરાબર બારણું બંધ કરી નવાબે હસીને કહ્યું, "જુઓ બીબી સાહેબા! એ પાગલ ચંડુલખોર છે પરંતુ કામનો માણસ છે, જુવો બીબી સાહેબ! આપને હું આંખ માથા પર રાખીશ. આપને કોઇપણ બાબતની તકલીફ નહીં પડે, જો કે હું નવાબ છું પરંતુ આપનો તો વગર મુલનો ગુલામ થઇશ. જરા ખાવાનું લો, કે આ સુકેલા ઝાડની કળી તાજી થઇ જાય."

આટલું કહી નવાબ તેના તરફ જરા આગળ વધ્યો. વળી બોલ્યો. "તું મ્હારી ખાસ બેગમ—" પરંતુ એટલામાં તો તે ચોંકી એક કદમ પાછો હઠી ગયો. તેણે જોયું કે લાલસીંહની પીસ્તોલ ખોપરીનું નીશાન તાકી રહી છે. આ વખતનો દેખાવ જોઇ નવાબ સાહેબ તો ધ્રુજવા લાગ્યા.

---

## પ્રકરણ ત્રેવીશમું.

---

### ઝટકામાંથી છુટકારો.

નવાબ કુલેનઅલીએ જીંદગીભરમાં જો કોઇ પણ વખત આટલો ડર્યો હોય, તો તે આ પહેલીજ વાર હતો. એક તેર વરસની કોમળ બાળા

પીસ્તોલથી સજ હશે એવો તેને સ્વપને વટીક ખ્યાલ થયો નહોતો. હવે જો યું કે ઘોડો પછાડવામાં વાર નથી ત્યારે ધ્રુજતા અવાજે બોલ્યો, "બાબા!"

"બસ! ચુપ!"

હવે તો નવાબનું ગળું સુકાઇ ગયું, મનની વાત મનમાંજ રહી ગઇ. લાલસીંહ ગંભીર ભાવથી બોલ્યો, "મન જેવી તેવી છોકરી ના સમજો! જો જીવવાનો પરવા કરતા હો તો ફક્ત મ્હારો હુકમ સાંભળો અને તે પ્રમાણે અમલ કરો, નહિં તો—"

નવાબને આલવાની કોશીશ કરતો જોઇ લાલસીંહ પીસ્તોલ બરાબર તા કતો બોલ્યો, "જો, ત્યાંથી ખસ્યા કે ગોળી છુટી. બસ આજ છેવટનો હુ કમ છે, પછી તમે જાણો અને તમારૂં કામ."

"તે તો હું સમજી ગયો." નવાબ જેમ તેમ કરી બોલ્યો, "પણ આ સોનાની દેહ આટલી જલદીમાં પત્થર ક્યાંથી થઇ ગઇ!" તેના થી વધુ બોલવાનું ન બન્યું જીવ જવાની મોટી દેહશત છે. જીંદગીનો પ્યા ર ઘણો છે, તે ચુપ ઉભો.

"જો જીંદગી બચાવવીજ હોય તો મ્હારૂં કહેવું સાંભળો." લાલ સીંહ બોલ્યો જે વખતે પીસ્તોલ તાકેલીજ હતી. "કહો, રાત કેટલી ગઇ છે? ધીરેથી જવાબ આપજો."

નવાબનો નીકળી ગયેલો જીવ માનો હમણાંજ પેટમાં આવ્યો. તેણે જવાબ આપ્યો, "બાર વાગ્યા છે."

"આ મકાનમાં કોણ કોણ જાગે છે?" બીજો સવાલ થયો.

"ફક્ત પેલો અંડુલખોર." નવાબે જવાબ આપ્યો.

"એક પણ જુઠો બોલ મોહડાંમાંથી નીકળ્યો કે, ગોળી છોડીશ" લાલસીંહે કહ્યું. "કહે જોઇએ દુર્જયસીંહ ક્યાં છે?"

નવાબને આ સવાલથી વિચાર કરતો જોઇ લાલસીંહે કડક થઇ કહ્યું. "બોલ! જલદી કહે! જો પાંચ ગણુતાંજ ગોળી છોડીશ એક; બે, ત્ર ણ, ચા—"

"અરે કહું છું." નવાબ ધ્રુજતો ધ્રુજતો બોલ્યો. એક તેર વરસની

છોકરી શું શું કરી રહી છે ! એજ વિચાર તેના માથામાં ઘુમતો હતો. પણ લાચાર. એક વેંતની પીસ્તોલે તેણીને શું બનાવી દીધી હતી ! ચબરાક બેગમનો નવાબ કોઇપણ હથીયાર વીના એક છોકરી—તણુ દુશ્મનની સામે ઉભા રહેવાનો નતીજો નજર સામે ભોગવતો હતો.

" બોલ, જલદી કહે ? "

" આ બાજુના ઓરડામાં છે."

" ઠીક છે હું તેની પાસે જવા માગું છું. " લાલસીંહ ઠરાવથી બોલ્યો. " તમે આગળ ચાલો મ્હારી પીસ્તોલ બરાબર તમારા માથાની સામેજ રહેશે. જરાપણ ગરબડ કરી. અરે ગરબડ તો શું પણ અવાજ ની કર્યો કે ખોપરી ઉડાવી દઇશ. ચુપચુપ અને તેઓની પાસે લઇ ચાલો, તેઓને લઇ હું પણ જેમ આવ્યો છું તેમજ ચાલ્યો જઇશ, અને પછી તમારે ચીન્તા કરવાનું કારણ રહેશે નહીં. "

" પણ-પણ-બીબી-"

" બસ ! ચુપ ! "

" ના—બીબી સા—"

" નહીં, બસ ચાલવુંજ પડશે ! " લાલસીંહ ગુસ્સાથી બોલ્યો. "ચાલો ! આગળ વધો, નહીતો એક-બે-ત્રણ-ચા-"

" અરે ! નહીં ઉતાવળ શું છે ? " નવાબ ધ્રુજતો ધ્રુજતો બોલતાં, તે તરતજ બારણા તરફ ફર્યો અને " ચાલો " કહી આગળ ચાલવા લાગ્યો. લાલસીંહ પણ પીસ્તોલ સાથે તેની પાછળ ચાલ્યો. આ વખતની નવાબ સાહેબની હાલતનુ વરણન કરવાને માટે અમારી પાસે શબ્દો નથી. પરંતુ એટલું તો કહીએ છીએ કે આ વખતની સ્થીતિનું ખરું ભાન તો તેનેજ આવે કે જેના પર ગુજરી હાય ! જેને જીંદગીનો લોભ છે, જીંદગીને ખાતર ધર્મ અધર્મ બધું કરી શકે છે જે ધનના લોભથી આવા નીચ કર્મ કરે છે અને કરવાને તયાર રહે છે, એવા હિચકારા નવાબથી લાલસીંહનો હુકમ કબુલ કરવા સીવાય બીજું શું બની શકે તેમ હતું ? નવાબ આગળ ચાલી, જે ઓરડાનાં દુર્જયસીંહને કેદ કરવામાં આવ્યો હતો, તેના બારણા આગળ આવ્યો.

" ખબરદાર ! બારણું ધીરેથી ઉઘાડજો. કોઇ પણ જાતનો ખખડાટ થવા ન પામે ! " લાલસીંહે કહ્યું. " જરા પણ અવાજ કર્યો કે ખોપરી ઉડાવી દઇશ. આ વાત બરાબર યાદ રાખો, કે મ્હારામાં તમારે માટે દયાનું એક પણ બુંદ બાકી નથી. "

નવાબ દરવાજો ઉઘાડી અંદર ગયો, અને તે બારણું પાછાં બંધ કર્યા. એ પ્રમાણે ઘણાં બારણાં ઉઘાડી આગળ ચાલવાથી પણ જ્યારે દુર્જયસીંહ ન દેખાયો ત્યારે તેનો મતલબ લાલસીંહ સમજી ગયો. લાલસીંહ પોતા પર કાવતરું જોઇ ઉભો રહી ગયો અને ગુસ્સાથી બોલ્યો. " જણાય છે કે, હવે તો તમારૂં મોતજ આવ્યું છે. બસ, હવે તું તાસ પેદા કરનારનું નામ લે; જો હું ગોળી છોડું છું. એક—બે—ત્રણ—ચાર—પાં—"

" પણ મ્હારી ભુલ શી થઇ ? " નવાબે હાથ જોડી પુછ્યું.

" અહીં તહીં ફરી તેં આટલો વખત નકામો કાઢ્યો " લાલસીંહ ગુસ્સાથી બોલ્યો. " ત્હારી ફરેબી હવે બીજી વખત કારગત થઇ પડશે નહીં. "

" પણ ક્યાં જવાનો મને હુકમ થયો છે ? "

" મને એકદમ દુર્જયસીંહની પાસે લઇ જા, નહીતો ખોપરી ઉડીજ સમજ ! "

" બહુ સારૂં. " કહી નવાબ એક તાળું દીધેલા બારણા તરફ વળ્યો અને ખીસામાંથી ચાવી કાઢી તે ખોલ્યું. લાલસીંહે જોયું તો અંદર દુર્જયસીંહ બાંધેલા હાથે પડયો છે. તરતજ લાલસીંહ બોલ્યો " જુઓ આફતનો અંત આવ્યો છે, હું છરી ફેંકું છું, મેહદાની મદદથી તમારા બંધ કાપી નાખો ! તેટલો વખત આ ચંડાળને હું અહીંજ અટકાવી રાખીશ. "

છરીની મદદથી દુર્જયસીંહે પોતાના બંધ તોડી નાખ્યા, અને આળસ મરડી બેઠો થતાં બોલ્યો, " આ શું ? "

" તે પછી પુછજો. " લાલસીંહ બોલ્યો " પહેલાં તો આ નવાબ સાહેબને બરાબર બાંધી દો. "

નવાબ હુસેનઅલી કંઇ બોલવા જતો હતો કે, અટકાવી લાલસીંહે ગુસ્સાથી કહ્યું, " બસ ! ચુપચુપ હાથ પગ લાંબા કરી દો, નહીં તો—"

" શું, મને કહો છો ? " નવાબે ગુસ્સા અને બ્હીકથી કહ્યું.

" હા તમને ! તમારોજ વિચાર મ્હારી સાથે ચાડી કરવાનો હતો ના ? " લાલસીંહે ટકોર કરી " ખબરદાર ! જો તમારૂં ભલું ચાહતા હો તો એકદમ આ દેશ છોડી ચાલ્યા જાવ, નહીતો વધુ હેરાન થવું પડશે. "

દુર્જયસીંહ નવાબને બરાબર બાંધી રહયો હતો, હવે કંઇ પણ બોલવા પહેલાં લાલસીંહ તેને બ્હાર બોલાવ્યો અને નવાબને અંદરજ રાખી પહેલાંની માફક દરવાજો બંધ કરી દીધો.

બન્ને તરતજ બહાર આવ્યા. આ તરફ નવાબ બુમો પાડવા લાગ્યો પરંતુ બંધ બારણામાંથી તેનો અવાજ બહાર આવી શકયોજ નહીં.

લાલસીંહ દુર્જયના સાથે દરવાજા પર પહોંચ્યો. દરવાન તેને પકડવા ગયો પરંતુ દુર્જયસીંહની એકજ લાતે તેણે જમીન માપી. હવે બંને દરવાજો ઓળંગી શરીયામ રસ્તા પર પહોંચી ગયા.

જરા આગળ જવા પછી લાલસીંહ બોલ્યો. દાદા ! આવો ભીકણ તો કોઇ નથી જોયો ! "

" માથા પર સાત અવાજની પીસ્તોલ જોઇ ઘણાઓની અકલ ગુમ થઇ જાય છે, તો તેનું બીચારનું શું ગજું ! " દુર્જયસીંહ બોલ્યો " પણ હવે બધી હકીકત કહે, શા રીતે થયું ? "

લાલસીંહે જ્યારે બધી વાત કહી ત્યારે દુર્જયસીંહ હસવા લાગ્યો તેણે સ્નેહથી લાલસીંહનું કપાળ ચુમતાં કહ્યું. " બેટી ! આખર તું ખરેજ દેવી છે ! "

---

## પ્રકરણ ચોવીશમું

### ઓ બાપરે ! આશુ ચોથા નંબરનું શીર છે ?

અલાહબાદનો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ પશ્ચિમની હદ સુધી તપાસ કરી પાછો ફર્યો. તેણે તપાસ દરમ્યાન એટલું તો જાણી લીધું કે, એ શિર

હજુ સુધી હિંદુસ્તાની બહાર જવા પામ્યું નથી. અને સરહદ પરથી એ માથું પેસાર ન થઇ જાય તે માટેનો પકકો બંદોબસ્ત કરી તે પાછો ફર્યો હતો. ગવર્નમેન્ટે પણ તેના રિપોર્ટ પરથી આખા દેશની પોલીસને આ બાબત માટે સાવચેત રહેવાના હુકમો છોડયા હતા.

પોતાના બચાવના પુરાવામાં દુર્જનસીંહે કાબુલના અમીરની દોલતની હકીકત પણ સાહેબને કહી હતી, પરંતુ તેની વાત પર ભરોસો ન કરતાં તેણે ગીરનાર પર્વત અને દુર્જનસીંહના ઘરની પણ તપાસ કરી, અને બધું જાણવા પછી પાકો રિપોર્ટ સરકારમાં કર્યો, જેના પરથી ગવર્નમેન્ટે એક સ્પેશ્યલ હુકમ બહાર પાડ્યો હતો. ચોરાઇ ગએલું કાપેલું માથું અને લાલીના ખુની તપાસ બહુ ચાલાકીથી થવા લાગી, ઘણા ચાલાક અને બાહોશ ડીટેકટીવોને તે કામ માટે રોકયા, પરંતુ હમણા સુધી કોઇ પણ આ વિચિત્ર મામલાનો જરા પણ ભેદ મેળવી શકયો નહીં.

કાપેલા શીરનો પત્તો ન લાગ્યો. સંન્યાસીનીના પણ કંઇ ખબર ન મળ્યા, પ્રેમાનંદ એકદમ ગુમજ થઇ ગયો છે. લાલીનું ખુન કોણે કર્યું ? લાશ કયાં છે ? તેનું પણ હજી સુધી કંઇ ઠેકાણું પડયું નહીં.

સાંવળસીંહ નિરાશ થઇ જેમ જેમ આ કેસને છોડી દેવા ચાહતો હતો, તેમ તેમ કેસ તેને વધુ વળગતો જવા માંડયો. અમીરનાજ ખજાના માટે આટલી ધમાલ ચાલી રહી છે. જે લોકો આ બનાવની તપાસમાં છે તેઓ પર તાકીદ પર તાકીદ આવે છે અને સખ્તાઇથી પુછવામાં આવે છે કે, કયાં સુધી પત્તો મળ્યો છે ?

આવી સખતાઇથી સાંવળસીંહ છેડાયો. તે બોલ્યો, “પત્તો શું મળે ધુળ ? મુળ બનાવનુંજ કંઇ થડ પીછું હાથ લાગતું નથી તો પતો તે કેમ મેળવવો ? મનમાંને મનમાંજ ગુસ્સે થઇ રહયો હતો કે, બહારથી અવાજ આવ્યો, “ તાર છે સાહેબ. ”

અવાજ સાંભળતાંજ સાંવળસીંહે દરવાજા પર જઇ જોયું તો, તારનો સિપાઇ છે. તેના પાસેથી ટેલીગ્રામ લઈ વાંચી જોયો તો તેમાં નીચે પ્રમાણે ખબર હતા.

લેનાર — મોકલનાર

ડીટેકટીવ સાંવળસીંહ — પોલીસ કમીશનર

અલાહાબાદ. — કલકત્તા.

બીજું શીર પણ ચોરાઇ ગયું છે. ચાલાકી અને સાવચેતીથી તપાસ કરો.

" માણસનું કાપેલું માથું લઇ આવી રીતે કોણ આફતમાં પડે ? " તાર વાંચતાંજ તે મનમાં બોલ્યો. " દુર્જયસીંહની વાત પર વિશ્વાસ કરું તો, આ ખુન તેર વર્ષ પહેલાં થયું હતું. ખુની કાપેલું શીર સંન્યાસીનીને આપી ગયો, તેણી પાસેથી કોઇ ચંડાળ ચોરી ગયો, તે શીરને મ્હેં કલકત્તા હોસ્પીટલમાં રસાયણી તપાસને માટે આપ્યું. તે દુષ્ટોએ આગરામાં આવી લાલીનું ખુન કર્યું અને તેને પહેલા શીરને ઠેકાણે રાખી અસલ શીર હોસ્પીટલમાંથી ચોરી ગયા. વળી હમણાં તાર ઉપરથી લાલીના શિરને પણ એ લોકોએ ગુમ કર્યાનું જણાય છે. બન્ને શીર બરાબર એક સરખાંજ છે. મામલો બહુ ગંભીર છે. અજાયબી પર અજાયબી અને ચાલાકી પર ચાલાકીની ધમાલ ચાલી રહી છે, પણ કંઇ રસ્તોજ નથી મળતો. મન ! હવે તો બહેતર છે કે આ જાસુસી છોડી બીજો ધંધો પકડ. આ ધનચક્કરમાં હવે નિભાવ થવો મુશ્કેલ છે ! મ્હારાથી તેનો કંઇ પણ છેડો આવી શકતો નથી. "

વાત એવી છે કે, એક એકને માથે પછાડે એવા ડિટેકટીવો આ મામલાની પાછળ લાગ્યા છે, પરંતુ બધાની હાલત સાંવળસીંહના જેવીજ છે, બધા હેરાન પરેશાન છે. પરંતુ બધાથી વધુ બાર તો સાંવળસીંહ પરજ છે. તે મનમાંજ હસીને બોલ્યો.

" કલકત્તાથી પંજાબ સુધી મોટા મોટા રથી આમાં જોડાયા છે, પરંતુ તે બધા હજી જયાનાં ત્યાં ધોંસરીમાંજ પડયા છે અને ગુનેહગાર પોતાનું કામ બરાબર આગળ વધારતો જાય છે. પહેલાં નંબર એકનું માથું ચોરાઇ ગયું, પરંતુ તેને લઇ જવાનું બની ન શકયું કે બીજુંજ મૂકી તેને બદલી ગયો. એટલેથી પણ તેને સંતોષ ન થયો કે હમણાં એ બીજા નંબરનું માથું પણ ઉઠાવી ગયો. હવે ત્રીજા નંબરના માથાનો વારો

છે ! લાલસીંહે ખુબીથી ચેતતાં રહેવું જોઇએ. દુર્જનસીંહ તેને આવી રી તે ખુલ્લે મેદાન બદનામ કરે છે એ ઠીક નથી. આમ કરવાથી તેનો જીવ જશે.

" આ દુષ્ટ આવી રીતે અમોને ગધેડા બનાવી પોતાનું કામ કરતો ગયો, અને ઉપરથી અધિકારીઓની તાકીદ આવે છે. હવે તો જેણી જ ડો કે કોને એકદમ ખેતરના ખેલ થઇ જવામાંજ માલ છે, નહીંતો આ વખતે નોકરી રહેવી મુશ્કેલ થઇ પડશે. ".

એટલામાં એક કોનસ્ટેબલે આવી તેના વિચારમાં ખલલ પાડી. કો ન્સ્ટેબલે જે કાગળ તેના સામે ધર્યો તે જોતાંજ સાંવળસીંહ ગજ એક કુ દી પડી બોલી ઉઠ્યો, " અરે બાપરે ! આતું ચોથા નંબરનું શિર છે ! "

---

# પ્રકરણ પચીશમું.

---

## ડિટેકટીવની મુશ્કેલી.

તે કાગળ પર એક કાપેલા માથાનું ચિત્ર હતું. તેમાં પણ એજ વિ ખરાયલા બાળ ચહેરા પર ઉડી રહ્યા હતા. તેજ સુંદર આકાર અને હદ બહારની ખુબસુરતી જોતાં બરાબર માલીનો ચહેરોજ ગળા સુધી કાપેલો ચી તર્યો હતો. તે ચિત્રની નીચે મોટા અક્ષરોથી સોહજા, સારંગના, સામી જા લખ્યું હતું. કોન્સ્ટેબલે કહ્યું કે, મોટા સાહેબે આ કાગળ મોકલ્યો છે.

" તે આવ્યો કયાંથી ? " સાંવળસીંહે પુછ્યું.

" શહેરમાં કોઇ કોઇ મકાનની દિવાલ પર ચોડેલા છે. " સીપાઇએ જ વાબ આપ્યો,

" કોણે ચોડયા ? "

" તે તો કોઇ કહી શકતું નથી, પરંતુ જણાય છે કે પાછલી રાતના કોઇ ચોડી ગયું હશે."

" સારૂં ઠીક છે." કહી સાંવળસીંહે તેને રજા આપી. પોતે વિચારવા લાગ્યો, " બીજા નંબરના હીરતી બોટલ પરના શીલમાં પણ બરાબર આજ

ત્રણ શબ્દો ખોદેલા હતા. આનો શો મતલબ હશે?" થોડી વાર ચુપ રહી પાછો બોલ્યો. "આ લોકોનું કામ કાયમ ચાલુજ છે. અમો તો ગધેડા બની ખાઇ ચુક્યા કરીએ છીએ પરંતુ આ લોકોનો કાંઇ મતલબ જણાતો નથી. કોઇ તો ચોરી યા ખુન કરી છુપાય જોય પરંતુ આતો ઉપરથી ચોરી જોરી કરી રહ્યા છે. અલંકારમાં કહું તો ઢોલ પીટી કહી રહ્યા છે, કે ડિટેકટીવ બધા ગધ્ધા છે! પરંતુ તે તો અમો થઇ ચુક્યા. એક નહીં પણ હજારવાર કબુલ કરવુ પડે છે કે હાર્યા! ભાઇ હાર્યા!"

એટલામાં વળી એક કોન્સ્ટેબલે આવી સલામ કરી. સાંવળસીંહે અજબ થઇ પુછ્યું "કેમ? હવે શું લાવ્યા?" તણે એક કાગળ આપ્યો ઉખેડી વાંચતાં જણાવ્યું કે, તે દીલ્હીના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટે અલ્લાહબાદની પોલીસના વડા ઉપર લાલ અને લાલાંની બાબતમાં લખેલો છે:—

"વહાલા સાહેબ!

દુર્જય સિંહ પોતાના છોકરા લાલસીંહ સાથે પોલિસ ઓફિસમાં આવીને એક અજબ ખબર આપ્યા છે: તે કહે છે કે કાબુલના અમીરની દોલત હાથ કરવાને માટે જે લોક કોશીશ કરી રહ્યા છે, તેનો સરદાર અહીં દીલ્હીમાં નવાબ હુસેન અલીખાં નામ ધારણ કરી રહયો છે. આપ આ બનાવથી વધુ વાકેફ હોવાથી આપને આ ખબર પહોંચાડવામાં આવ્યા છે, આપના આવતાં સુધી તે બન્નેને નજર બંધ રાખ્યા છે.

ખબર મળતાંજ તેઓના કહેવા માફક રાતના અજવાળે બે ઇન્સ્પેકટરો તેની સાથે નવાબની તપાસમાં ગયા, પરંતુ દુર્જયસીંહે જે મકાન દેખાડયું તે તદન ખાલી જણાયું. તપાસ કરતાં માલુમ પડયુ કે, હુસેનઅલી નામનો નવાબ ઘણાં માણુસો સાથે જબરા ઠાઠથી તેમાં રહેતો હતો, પરંતુ રાતના તે બધા કયાં ઉપડી ગયા તેનો કંઇ પત્તો મળ્યો નહીં. ઘરમાં એ લોકો કંઇ ચીજ પણ નથી રાખી ગયા. વાત બહુ ઉપયોગી છે પરંતુ કરવું શું! ગુનેહગાર મળ્યો નથી. તપાસ ચાલુ છે. જવાબ જલદી આપશોજી."

તેના પર સાહેબે સાંવળસીંહ પર હુકમનો શેરો કર્યો છે—"એકદમ દીલ્હીને માટે રવાના થાવ. અને જાતે જઇને જુઓ કે શો બનાવ બન્યો છે? કાગળ પત્રથી કામ નહીં બને. એ બનાવટી નવાબજ ખુની, ચોરનો

ચોર અને દોલત લેવાની કોશીશમાં છે. અને હજુ સુધી તે દીલ્હીમાંજ છુ પાયલો હશે. બીલકુલ વખત ન ખોતાં તમારે એકદમ દીલ્હી ઉપડી જવું."

"દીલ્હીજ શા માટે? હવે તો તેથી પણ આઘે જવુંજ પડશે." કહે તો સાંવળસીંહ દીલ્હી જવા માટે બધી રીતે તૈયાર થઇ ઘરની બહાર નીકળ્યો અને એકવાર સાહેબને મળવાનો ઇરાદો કરી, તેઓના બંગલા તરફ ચાલ્યો.

તેની નજર સામે પેલી સન્યાસીની જે ખંડેરમાં ગુમ થઇ ગઇ હતી તે રસ્તામાં આવ્યું. સાંવળસીંહની ભુલેલી વાત તાજી થઇ, ને બોલ્યો "પેલી સન્યાસીની તે દહાડે મ્હારી આંખોમાં ધુળ નાંખી અજબ રીતે આમાં સમાઈ ગઇ હતી. અહીં તરફથી નાસી જવાનો રસ્તો પણ નથી. જરૂર આમાં કઈ ગુપ્ત ભેદ છે, નહિ તો હાડમાંથી સાથે તેણી શી રીતે ગુમ થઇ શકે! એક દીવસ આ ઘરને પણ ફરી જોવું પડશે." કહી સાવળસાહે ઉપર છાપરા તરફ જોયું તો, ફણીધર નાગને જોઇ રસ્તે ચાલતો માણસ જેમ લેવાઇ જાય તેમ સાંવળસીંહ પણ સ્તબ્ધ થઇ ગયો. તેના મ્હોડામાં થી એકાએક નીકળી ગયું-' અરે! આતો નંબર પાંચનું શિર આવ્યું !"

ખરેખર તુટેલી દીવાલપર તેણે એવું માથું જોયું કે જે માથું તેણે બરોબર રીતે બોટલમાં જોયું હતું. વળી લાલસીંહને પણ તેણે જોયેલો હોવા થી તેને પણ તે મળતુંજ હતું. પરંતુ આ બધો બનાવ એક સેકંડ ભરમાં બની ગયો. તે શીર દેખાવાની સાથેજ અદ્રશ્ય થઇ ગયું. ત્યારે શું હમેશનાં વિચારવાન ભેજાએ સાંવળસીંહને ઠગ્યો હતો! તેની સામે એ ખ્યાલી દેખાવ હતો ? શું એ ખરૂં શીર ન હતું ? તે વિચાર કરવા લાગ્યો, " શું વાત છે ? શું લાલીનું ખુન નથી થયું ! તેણી ઘાયલ ન્હોતી થઇ ? અને અમોએ તેણીના ઓરડામાં જે લોહી જોયું તે શું કોઇ બીજાનું હતું ? અને તેણીને ઉઠાવી કોઇએ અહીં રાખી છે ! જે હોય તે પરંતુ મ્હારે તેની તપાસ કરવી જરૂરની છે. "

તરતજ સાંવળસીંહ અંદર ઘુસ્યો અને બધા તુટાફુટા ઓરડાઓની બારીક તપાસ કરવા લાગ્યો. નીચેનો બધો ભાગ તપાસી એક ખડીયા ખરડતલ દાદરપર થઇ ઉપર ગયો અને છાપરૂં સુદ્ધાં તપાસી વળ્યો. પરંતુ કંઇ પણ પત્તો મળ્યો નહિં. તેમ એમ પણ ન જણાયું કે આ મકાનમાં કોઇ માણસ જાતનો વસવાટ પણ છે.

તે ફંટાળીને મનમાંજ કહેવા લાગ્યો, "તો શું મ્હારી આંખોએજ મ્હને ઠગ્યો ? જો આમાં કાંઇ રહેતું હોય તો તે ગયું ક્યાં ? મ્હારી ભુલજ થઇ છે. હંમેશના વિચારથીજ દિલ્હીની વાતનો ફોટો નજર સામે દેખાયાનું જણાય છે. બીજો કોઇ સાંભળે તો જરૂર દીવાનો કહે."

તરતજ સાહેબને મળી સ્ટેશન પર પહોંચ્યો અને દીલ્હી તરફ રવાના થયો.

દીલ્હી પહોચતાંજ સાંવળસીંહે જોયું તો દિવાલો પર તેવાજ કાગળ પર પેલું ચીતરેલું છે અને નીચે પેલાજ ત્રણ શબ્દો—સોહનના—સારીંગના—સામનના લખેલા છે.

"અહીં પણ તેજ છબી અને તેજ વાત દીવાલો પર લગાવેલી છે." તે મનમાંજ બોલ્યો. "શું હું એ કાગળના ચોંટાડવા વાળાનો પણ પત્તો નહીં મેળવી શકું ?"

"આ ત્રણ શબ્દોનો અર્થ કંઇ સમજાતો નથી. જણાય છે કે આ ત્રણ બ્હેનોનાં નામ છે. એક સાથે ત્રણ બચ્ચાં જન્મવાના પણ દાખલા મળે છે. બેનાં ખુન થયાં, ત્યારે ત્રીજીને મ્હેં પેલાં અલાહબાદના ખંડેરમાં જોઇ હતી. પણ ના, તેમાં તો કોઇ ન હતું એ તો ખાલી મ્હારી આંખોનો ભ્રમ હતો. હે ભગવાન ! શી આફત આવી છે ? આટલા દીવસ થઇ ગયા છતાં હજી એક પણ કડી હાથ આવી નથી."

---

## પ્રકરણ છવીશમું.

### ફુલાદ બહાદુરોની—છુપી પોલિસની જાહેર નાસેરી.

દિલ્હી પહોંચી સાંવળસીંહે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની બધી વાત સાંભળી લીધી. પોતે પણ દુર્જનસીંહ અને લાલસીંહને માટે જે જાણેલો હતો તે સાહેબને કહ્યું. જે સાંભળી સાહેબ બોલ્યો. "ત્યારે એ છોકરો છે ! તેની બ્હેનનું ખુન આગરામાં થયું છે !"

" હા, પરંતુ હજુ સુધી તેનો કંઇ પત્તો લાગ્યો નથી. " સાંવળસીંહે કહ્યું. " એટલા માટે દુર્જયસીંહ અને લાલસીંહને છુટા કરવા કારણ તેની તો અમોએ પણ ઘણી તપાસ કરી, પેલા નવાબનો કંઇ પત્તો મળ્યો?"

" ના, તેનો પણ કંઇ પત્તો નથી. " સાહેબે કહ્યું. " એ બધા રાતનાજ ન્હાસી ગયા હશે. "

" સ્ટેશન પર તપાસ કર્યો હતો ? " સાંવળસીંહે પુછ્યું.

" હા, " સાહેબે જવાબ આપ્યો " તેઓ અહીંથી રેલ્વે મારફતે નથી ગયા. પગ રસ્તે જઇ કોઈ બીજા સ્ટેશન પરથી રેલમાં બેઠા લાગે છે."

" આગરાના ખુનમાં પણ એ લોકોનીજ સામેલગીરી લાગે છે. " સાંવળસીંહે પોતાનો વિચાર જણાવ્યો.

" તમારા કહેવા પરથી તો એમજ જણાય છે. " સાહેબે મળતા થઇ કહ્યું.

" આ કાપેલાં માથાનાં ચિત્રો દિવાલપર કોણે લગાડયાં તેની કંઈ ખબર મળી છે ? " સાંવળસીંહે પુછ્યું.

" તપાસ તો ઘણી કરી પરંતુ કાંઇ પત્તો મળ્યો નહીં " સાહેબે કહ્યું

" બહુ નવાઇની વાત છે કે, રાતના કોન્સ્ટેબલોનો પહેરો રહેવા છતાં પણ કાંઇ પત્તો ન મળ્યો ! " સાંવળસીંહ ટકોરની ઢબે બોલ્યો.

" રાતના રોનને માટે ઇન્સ્પેકટરો પણ નીકળ્યા હતા. " સાહેબે કહ્યું "તેઓની પણ જાણમાં આ બાબત ન આવવાથી જણાય છે કે, આ કાગળનો ચોંટાડવા વાળો અંધારામાં બહુ ચાલાકીથી પોતાનું કામ કરતો હતો. તેનું આ કામ ઇન્સ્પેકટરોના જવા પછીનું છે. વળી આમ કરી તેણે પોતાની બદમાસીને તાજી કરવા સાથે છુપી પોલીસની જાહેરમાં નાલેસી કરી છે."

" આ કેસમાં અમારાથી કંઇ પણ નથી બની શકતું." સાવળસીંહ બોલ્યો. " મહેનત કરી થાકી ગયા અને વળી ઉપરની તાકીદોથી દમ નાક પર આવ્યો છે. સાહેબે મને અહીં તપાસ કરવા મોકલ્યો છે."

" પરંતુ અહીંથી તો કંઇપણ નવી ખબર મળવાનો ભરોસો નથી લાગતો " સાહેબે કહ્યું.

નિરાશ થઇ સાંવળસીંહ ત્યાંથી ઉઠયો અને જે મકાનમાં લાલસીંહ આ

ને દુર્જયસીંહ રહેતા હતા તે મકાનનો રસ્તો પકડયો. તેનો મતલબ દુર્જય સીંહને એ પુછવાનો હતો કે, તેણે નવાબને કયાં અને શી રીતે જોયો?

"કેમ કંઇ ખબર મળ્યા છે?" સાંવળસીંહને આવકાર આપતાં દુર્જયસીંહે પુછ્યુ.

"નહિ સાહેબ, વધુ કંઇ ખબર મળ્યા નથી." સાંવળસીંહ બોલ્યો. "નવી ખબરમાં તો એટલુંજ કે નવાબ હુસેનઅલીથી આપની મુલાકત થઇ અને આ કાપેલા શીરનુ ચીત્ર નજરે પડયું."

"આ ચિત્રની બાબતમાં કંઇ જાણવામાં આવ્યું?" દુર્જયસીંહે પુછ્યું.

"નહીં. તેની તપાસ માટેજ હું આવ્યો છું. આપે જો કંઇ જાણ્યું હોય તો કહો, કે જેથી અમારા કામમાં સવળતા થાય"

"આ બાબતને માટે તો મ્હેં ઘણી તપાસ કરી પરંતુ કંઇ પત્તો મળતો નથી." દુર્જયસીંહ બોલ્યો.

"આપ આ ચીત્ર લગાવનાર માટે કંઇ શંકા કરી શકો છો?" સાંવળસીંહે પુછ્યું. "પેલા નવાબનું તો આ કૃત્ય ન હોય?"

"નહિ આવી રીતે જાહેર ચીત્ર ચોડવાથી તેને શો ફાયદો? તે સમજમાં આવતું નથી." દુર્જયસીંહે પોતાનો વિચાર દર્શાવતાં કહ્યું. "કારણ એ લોકોનુ બધું કામ છુપુંજ થાય છે. શિર તેઓએ છુપાને ચોરાવ્યું, ખુન પણ છુપુંજ કર્યું, લાલ અને લાલીને પણ છુપી રીતે લઇ જવા ચાહતા હતા, વળી એમ પણ જણાય છે કે પ્રેમાનંદને પણ તેઓએ જ છુપાવ્યો છે. અને અમોને પણ એ રીતે છુપાવી એ લોકો ગુમ કરવા ઇચ્છતા હતા, એટલા પરથી મ્હને ભરોસો નથી આવતો કે એ લોકો આવી રીતે જાહેરમાં ચીત્ર ચોંટાડી લોકોમાં ગરબડ મચાવી મુકે."

"તો આપના અભિપ્રાય પ્રમાણે આ કોઇ બીજાજ માણસનું કામ છે?" સાંવળસીંહે પુછ્યું.

"હા, હુંતો એમજ સમજું છું." જવાબ મળ્યો.

"ત્યારે નવાબના સિવાય બીજું પણ કોઇ આ દોલતની વાત જાણે છે:" સાંવળસીંહે કહ્યું, "અને તે પણ તેને પોતાની કરવાની ફીકરમાંછે."

"હા, મ્હારૂં માનવું તો એટલુંજ છે."

"ત્યારે હવે તમે શું કરવાનું ધાર્યું છે?" સાંવળસીંહે પુછ્યું.

"હવે એટલું તો મ્હારા જાણવામાં આવ્યું કે, લાલ અને લાલીનો બાપ જે ખજાનો છુપાવી ગયો છે તે નવાબ જાણે છે." દુર્જયસીંહ બોલ્યો, "વળી એમ પણ જણાય છે કે, કાપેલું શીર અને લાલ, લાલીને મેળવ્યા વિના એ ખજાનો હાથ થઇ શકે તેમ નથી. એમ હોવાથી પોતાના માણસો મારફતે તેણે પેલું કાપેલું શીર ચોરાવ્યું છે અને લાલીને મેળવવાની કોશીશ કરે છે. વળી મ્હારૂં તો એમ સત્તર આના માનવું છે કે લાલીને તેઓએજ ગુમ કરી રાખી છે."

"પરંતુ એ લોકો તેણીનું ખુન નહીં કરે." સાંવળસીંહ બોલ્યો. "કારણ ખુન કરવાથી તેઓને કંઇ લાભ થવાનો નથી. જો કાંઇ હતે તો એ લોક ખુન કરવાનીજ તજવીજ કરતે, પરંતુ જ્યારે તેણીને મેળવવાની કોશીશ કરી રહ્યા છે ત્યારે જણાય છે કે તેઓએ તેણીનું ખુન નથી કર્યું."

"ત્યારે ત્યાં લોહી કોણનું પડયું હતું?" દુર્જયસીંહે પુછ્યું.

"તે પ્રેમાનંદનું—"

"તે શી રીતે?"

"કેમ નહી?" સાંવળસીંહ બોલ્યો. "પ્રેમાનંદે બ્હારથી આવી જોયું હશે [illegible] પાસે સીડી મુકેલી છે, ત્યારે ત્યાં ગયો હશે."

"[illegible] પહેલાં બારણા પાસે બેઠેલા નોકરને તો મળે કે નહિ?"

"નોકર તે વખતે સુઇ ગયેલ હશે." સાવળસીંહે કહ્યું, "જાળીયાના સરીયા તુટેલા જોઇ તે અજાયબી પામ્યો હશે. અને ઘરમાં બીજા માણસો જાતાંજ તે ત્યાંથી કુદી અંદર ગયો હશે. તેને જોતાંજ દુષ્ટોએ તેનું ખુન કર્યું અને પછી તેની લાસ અને લાલીને લઇ ન્હાસી ગયા હશે."

"અને આટલું થવા છતાં દાસી બારણા પાસે સુતી હતી તેણીને કંઇ ખબર ન પડી." દુર્જયસીંહે શંકાથી ટકોર કરી.

"બનવાજોગ છે કે તેણી પણ ઉંઘી ગઇ હોય." સાવળસીંહ બોલ્યો "અને એ લોકો ગીરસ્તારની માફક અહીં પણ લાલીને કલોરો ફાર્મની મદદથી લઇ ગયા હોય! પ્રેમાનંદ જ્યારે ગયો ત્યારે એકદમ તેનું મ્હોં બંધ કરી લીધું હશે. જેથી તે બુમ પણ નહીં પાડી શકયો હોય."

# પ્રકરણ સત્યાવીશમું.

## જરા તીખી મીઠી.

થોડીવાર ચુપ રહી સાવળસીંહ બોલ્યો, "પહેલાં તો આ બાબતનો ખ્યાલ પણ અમોને આવ્યો નહોતો. પરંતુ હવે સમજાય છે કે આપનું કહેવું બરાબર છે. પ્રેમાનંદનું ખુન થયાનો ઘણો સંભવ છે. એ દુષ્ટોએ લાશને કયે છુપાવી રાખી છે, તેની સાથે એ પણ વાંચારવા જેવી વાત છે કે, પહેલા નંબરની મોટર હોસ્પીટલમાંથી ચોરાવા સાથે તેની જગાએ લાલીનું શીર ક્યાંથી રાખ્યું ? એ બદમાસોની પાસે આવાં કેટલાંક શીર છે ? "

"તે પરથીજ હું પહેલાં તો સમજ્યો હતો કે લાલીનું ખુન થયું છે." દુર્જયસીંહે કહ્યું. "પરંતુ હવે જણાય છે કે એ શીર લાલીનુ નથી."

"શી રીતે જાણ્યું ?" સાવળસીંહે પુછ્યું. "બન્ને છે તો એકજ જાતનાં !"

"હા, દેખાવમાં તેમ છે, પરંતુ એ શીર લાલીનું તો નથીજ." દુરજયે જવાબ આપ્યો.

"પણ એમ મોઢાની વાતોથી ન ચાલે !" ડીટેકટીવ બોલ્યો "કંઇ આધાર છે ?"

"તમારા પાસે એ બંનેના ફોટોગ્રાફ છે ?" દુરજયસીંહે પુછ્યું.

"હું બંને કાપેલાં માથાની છબીઓ આજકાલ સાથેજ રાખું છું. કોણ જાણે ક્યારેક પણ જરૂર પડે !" કહેતાં સાવળસીંહે ખીસ્સામાંથી કાઢી કહ્યું. "જુઓ બંને એકજ છે."

"નહીં એક નથી. એમ અમો ચોક્કસ જાણીએ છીએ," દુરજયસીંહ બોલ્યો. "તેર વર્ષ પહેલાં આ બચ્ચાઓના બાપના હુકમથી નોકર સંન્યાસીનીને આપી ગયો હતો."

"તે તો અમો પણ જાણી ચુક્યા છીએ."

"હવે જોવાનું છે કે આ બીજું શીર કોણનું છે ?"

"એ લાલીનું શી રીતે નથી ?"

" જુઓ પહેલા શીરના ડાબા કાનમાં અર્ધ ચંદ્ર જેવું એક કાળું નીશાન છે." દુરજયસીંહ છબી બતાવતો બોલ્યો, " એ સીર સન્યાસીના પાસે હતું. હવે આ બીજા શીરના કાનમાં એવુંજ એ નીશાન છે. હું સમજું છું કે આપે આ બાબત પર ખ્યાલ કર્યો નથી."

" હા, બરાબર છે." કાંઇક શરમથી સાંવળસીંહે કહ્યું. " પહેલાં એ વાત મ્હારા ખ્યાલમાં ન્હોતી આવી. ખરેખર આ અર્ધચંદ્ર છે. અને તે મુસલમાનોને હોય છે. હિન્દુની છોકરી હતી તો આવું શા માટે હોય ? "

" આ બન્ને પણ જરૂર લાલ અને લાલીની માફક જોડીયા બહેનો જ છે. " દુર્જયસીંહ બોલ્યો.

" ત્યારે આપની સમજ પ્રમાણે આ બંનેનાં ખુન તેર વરસ પહેલાં થયાં હતાં એમ ના ? " સાંવળસીંહે પુછ્યું.

" મારૂં સમજવું તો તેમજ છે, " દુર્જયસીંહ બોલ્યો. " અને મશાલાના અર્કમાં રાખવાથી તે હજી સુધી તાજાજ રહ્યાં છે. "

" ત્યારે પેલો કાસ્મીરી આમાંનું એક શીર સંન્યાસીનીને આપી ગયો હતો અને બીજું કોઇ બીજા પાસે હતું ? " સાંવળસીંહે શંકાથી પુછયું

" હા, તેમજ હોવું જોઇએ. " દુર્જયસીંહ જવાબ આપ્યો " એ બંને શીર હવે હીંદુસ્તાનમાં આવ્યાં છે. વળી જે ગરબડ થઇ રહી છે એ પણ બંને શીર ઉપરજ આવી રહી છે. અને પેલી છુપી દોલતનો ભોમીયો પણ એજ શીર છે. "

" તે શી રીતે ? " સાંવળસીંહે પુછયું.

" મુસ્કેલી ત્યાંજ છે તો ! " દુર્જયસીંહ બોલ્યો. " એ વાતજ સમજ પડે તેવી નથી. તો પણ એટલું તો ખરૂંજ કે જો એ શીરમાં કંઇ ન હતું તો અયોધ્યાનાથ તે સંન્યાસીનીને આપી જતે નહીં, અને આ લોકો પણ તેના માટે આટલી મહેનત કરતે નહીં."

" આ કેસ પગથી માથા સુધી બધો અંધારામાંજ છે. " સાંવળસીંહ બોલ્યો " તમારી પણ આ બધી અટકળો હોવાથી તેનાપર ભરોસો મુકી આગળ વધી શકાય નહીં. વળી દીલગીરીની વાતતો એ છે કે તપાસના પહેલાં એ શીર ઉપડી ગયાં, નહીંતો એમ પણ જણાઇ આવતે કે એ બ

-ને શી રીતે મારી ગયાં."

પોતાની તક શકની પર સાંવળસીંહના ટીકા જોઇ દુર્જયસીંહ મનમાં કંઇક ચીડ્યો. તણે મશ્કરીના તોર પર સાંવળસીંહને તાણો મારતાં કહ્યું, "અરે પોલીસની બેવકુફી માટે પણ મ્હારે શું કહેવું ? એક કાપેલું શીર અને તે પણ બેદ ભર્યું ! તેની તપાસ તે ચોરાઇ જતાં સુધી ન કરત, પહેલાં અંકની તપાસ કરવાનું શરૂ કર્યું ! આ બનાવમાં પોલિસ માટે લોકો શું કહેતા હશે તે કંઇ જાણો છો ? "

" કહી કહીને શું કહેશે ? બધેડાજ ને ! તે તો બન્યાજ છીએ " સાંવળસીંહ હસીને બોલ્યો " પરંતુ ધારો કે શિરની તપાસ લીધી હતે તો પણ શું જાણવાનું મળતે ? "

" એટલું તો જણાઇ આવતે કે, ખુન કેટલી મુદત પહેલાં થયું છે " દુરજયસીંહે કહ્યું.

" ઠીક ત્યારે આ શીર લાલીનું તો નથી."

" અલબત ! " દુરજયસીંહ બોલ્યો. " કારણ આ બંને છોકરાંના એવાં નીશાન નથી."

" સારૂં, ત્યારે હું જે મતલબથી આવ્યો હતો તે કહું છું." સાવસીંહ બોલ્યો. " આપે એ નવાબનો પત્તો કયાંથી મેળવ્યો ? "

જવાબમાં દુરજયસીંહે નજીકની પેટીમાંથી એક કાગળ કાઢી સાંવળસીંહને આપ્યો. જેમાં લખ્યું હતું કે:—

**સરદાર દુરજયસીંહ**

**દીલ્હીમાં ચોકના એક મકાનમાં હુસેનઅલી નામનો એક નવાબ ઉતર્યો છે, તેને કપેલા શીરની બધી હકીકતની ખબર છે. વળી તે લાલ અને લાલીને કબજે કરી તેણીઓ સાથે નિકાહ કરવાની ઇચ્છા રાખે છે. નકી તેના પાસેજ પેલું કાપેલું શીર છે, તેને મળવા પછી આ બાબતની વધુ હકીકત જાણશો. પરંતુ બહુ ખબરદારીથી રહેવું. એ માણસો ઘણા ઘાતકી છે, ખુન કરી નાખતાં અચકાય તેવા નથી. મળવા જાઓ તો બહુ ચોકસા ઇથી જજો. આપનો કોઇ હીતેચ્છુ પણ ત્યાં રહશે. લી૦**

**તમારો એક ભાઇ.**

કાગળ વાંચી સાંવળસીંહે પુછ્યું, " આપ કંઈ સમજો છો કે આ ચીઠ્ઠી કોણે લખી છે ? "

" ઘણો વિચાર કરવા છતાં પણ ઓળખી ન શકયો. " દુરજ્યસીંહે કહ્યું. " પરંતુ જણાય છે કે સંન્યાસીનીના ચેલામાંથી કોઇ હશે, નહીં તો ભાઇ થઇ નામ છુપાવવાની શી જરૂર હોય ! "

" સંન્યાસીની આ વખતે કયાં છે ? "

" ત્યાર પછી કંઇ ખબર મળ્યા નથી."

" તેણીએ પણ તમારા ખબર નથી લીધા ? "

" જરા પણ નહીં." દુરજયસીંહ બોલ્યો. " પરંતુ એટલું છે કે તે ણી કંઇ ખાસ મતલબને માટે કયાંઇ છુપાઈ રહી છે "

" ત્યારે તેણી પણ આમાં સામેલ છે ? "

" પોતે જાહેરમાં તો નથી. પરંતુ મને અને પ્રેમાનંદને સંન્યાસ છો ડાવી તેણીએ આ કામમાં લગાડયા છે."

" પરંતુ તમારાથી તો કંઇ ન બન્યું."

" હા, કોશીશ કરીએ છીએ."

" કોશીશ શું ધુળ કરો છો ! " સાવળસીંહ હસીને બોલ્યો. " આ ળીશમું ખવાય છે ને ખુદા વાત જુઠી કરે ! પ્રેમાનંદનું ખુન કરી, દુશ મનો લાલીને ઉઠાવી ગયા અને આપ તો કોશીશજ કરતા રહ્યા."

" હું મ્હારા કામ માટે ચાલાક છું." દુરજયસીંહ બોલ્યો.

" એ તો એ પરથીજ જણાય છે કે, લાલસીંહે આપને છોડવ્યા હતા." સાવળસીંહે નવાબના ઘરની યાદ આપતાં હસીને કહ્યું.

" હા, તે તો હું હજાર વખત લાખવાર કબુલ કરું છું." દુરજયસી હ પણ હસીને બોલ્યો, " પરંતુ હું જાણું છું કે લાલસીંહને કેદ કરનાર અત્યાર સુધી તો કાઇ પૃથ્વી પર જન્મ્યોજ નથી. અને જો લાલી દુશમ નોને હાથ પડી હોય તો તેણીને વધુ દિવસો કોઇ રોકી પણ શકે તેમ નથી."

" ખેર ! તો હવે તમે શું કરવા માગો છો ? "

" હવે હું સન્યાસીનીની મુલાકાત કરવા માગું છું." દુર્જયસીંહ બોલ્યો.

" તેણીની સલાહ વિના હમણાં કાંઇ પણ કરવા ચહતી નથી."

" સારૂં કાંઇ નવી વાત હોય તો ખબર આપજે." કહી સાંવળસીંહ ત્યાંથી રવાના થયો.

## પ્રકરણ અઠયાવીશમું.

### બુઢો ફકીર-મહેનત બરબાદ.

બુખારાના ખાનની કેદમાંથી છુટેલો એક બુઢો ફકીર એક વરસથી સંન્યાસીનીની શોધમાં ફરે છે. જ્યારે તે ફરતો ફરતો પેશાવર પહોંચ્યો ત્યારે ખબર મળી કે, તેર ચૌદ વર્ષ પહેલાં એક જોગણ અંગરેજી લશ્કરની સાથે આવી હતી, તેણી સાથે તે છોકરીઓ પણ હતી, પરંતુ હમણાં તેણી ક્યાં છે તેનો પત્તો નથી.

તપાસ કરતો કરતો ફકીર કમરૂકમાક્ષા પહોંચ્યો. ત્યાં ખબર મલ્યા કે દરેક વરસના ચોકસ દિવસે એક સંન્યાસિની ત્યાં આવે છે ખરી, પરંતુ ગઇ કાલેજ તેણી આવી ચાલી ગઇ છે. ક્યાં ગઇ તેના ખબર કોઇ આપી શક્યું નહીં.

નિરાશ થઇ ફકીર સાહેબ પશ્ચિમ તરફ ફર્યો અને એક મહીનો ભટકવા પછી અલ્લાહબાદમાં પહોંચ્યો. તે દિવસોમાં કાપેલા શિરની ચોરીએ આખા દેશમાં ખળભળાટ મચાવી દીધો હતો. ફકીરે પણ ખબર મેળવ્યા કે એ શિર પેશાવરમાં પોલિસને હાથ આવ્યું છે. બરાબર સાવચેતીથી ખબર લેવાથી એ પણ જણાયું કે, હમણા તપાસને માટે એ શીર કલકતા હોસ્પીટલમાં મોકલવામાં આવ્યું છે. બસ તરતજ સાંઇ બાવાએ કલકતા માટે પોતાનાં કદમ લંબાવ્યાં.

કલકતા હોસ્પીટલની પાસેજ ફકીર બાવાએ અખાડો જમાવ્યો. અને જાદુ મંત્રના જોરે તેણે આજુબાજુના લોકો પર છાંય પાડી. મુસલમાનો જબરા માન અને અદબની તેની મહેમાનદારી કરવા લાગ્યા.

વાતની વાતમાં તેણે એમ પણ જાણી લીધું કે, કાપેલું શીર હોસ્પી

ટલમાંજ રાખવામાં આવ્યું છે હવે તેને હયેળવાની તજવીજ ખરા જીગર થી કરવા લાગ્યો.

દોરા તાવીજની સીફતથી ફકીર સાહેબે હોસ્પીટલના એક નોકરને પોતાનો બંદો કરી લીધો, અને તેને દોલતમંદ, આબરૂદાર, અને મોટો માણસ બનાવી દેવાના લોભમાં નાખી દીધું. " શું કહું બેટા ! કેટલાક વર્ષ થયાં કાફરોએ મ્હારા દીકરાની છોકરીનું ખુન કરી નાંખ્યું, અને તેણીનું માથું એક બોટલમાં બંધ કરી લઇ ગયા. ઘણી મહેનત પછી હમણાં તેનો પત્તો લાગ્યો છે. હજી સુધી તેણીની કબર નથી થઇ. મ્હારો ઇરાદો છે કે તેના માબાપની કબર સાથે એને પણ દફન કરૂં. એ લોકો હવે મુર્દાનાં શિરને શું કરવાના હતા ! આખર ફેંકી દેશે. "

" ત્યારે આપ મ્હને શું કરવાને કહો છો ? "

" બેટા ! કહું છું એમ કે જેમ બને તેમ એ શીર મ્હને લાવી આપ. હું તેના પર મુઠી ધુળ નાખી આપણા દીનનું ફરમાન બજાવું. વળી ત્હારે માટે તે પરવર દેગારના ફજલથી હું કંઇ પણ બાકી નહિં રાખીશ."

" પણ તેમ કરતાં વખતે પકડાઇ જાઉં તો, સીધું જેલમાંજ જવું પડે "

" નહીં બેટા ! એવો વિચારજ ન કર ! " ફકીર સાહબે દાઢી પસવારતાં ફરેબી ચલાવી. " શું પેગમ્બરના કોલને તું મશ્કરી સમજે છે ? ત્હારો એક વાળ પણ વાંકો કરી શકનાર કોઇ નથી, "

" પકડાઇ જવાથી જેલનો ડર તો નથી ના ! "

" બેટા ! ફકીરની દુવાની કંઇ ફજીલત સમજે છે ? "

" સારૂં ત્યારે આજ અરધી રાત પછી ત્યાં આવજો. "

" સાબાશ બેટા ! ખુદા તારૂં ભલું કરે ! " કહી ફકીરે પોતાના દંગા પરથી તેને વિદાય કર્યો.

બરાબર રાતના બાર વાગતાં ફકીરબાવા સાવચેતીથી હાસ્પીટલના વરંડા આગળ આવી પહોંચ્યા, અને અંધારામાં છુપાઇ નોકરની રાહ જોવા લાગ્યા, થોડીજ વારમાં પેલો તાબેદાર નોકર હાથમાં મોટાં મ્હોંની બોટલ લઇ આવી પહોંચ્યો. ફકીર સાહેબ તેને કપડાંમાં છુપાવી બડકતે દિલે રસ્તે પડયા.

ખરાબ કામ કરતી વખતે દીલમાં કેટલો દહેશત ઉપજે છે તે તો કરે તેજ જાણે ! બીજાને સમજાવવાના શબ્દો અમારી પાસે નથી. નોકરનું જીગર લુહારની ભઠ્ઠીની માફક ધગધગતું હતુ. ફકીરના ચાલ્યા જવા પછી તે સમજ્યો કે હવે બીક જેવું કંઇ નથી. ફકીર સાહેબે દુવા પડી માથા પર છુઃ કરી દીધું છે, પરંતુ એક વાંધો છે, જો તે ઓળખી જશે કે આ શીર અસલ નહીં પણ બીજું છે તો શ્રાપ આપશે ત્યારે હું પકડાઇ જઇશ, માર ખાઇશ, પરંતુ બંને છે તો સરખાંજ ઓળખાઇ આવે તેવો વખતજ આવશે નહીં. મ્હારે ફકીર સાહેબને કહી દેવું જોઇતું હતું કે, પ્રથમનું શીર મેં એક હજાર રૂપીયા માટે મારવાડીને વેચી દીધું છે, પરંતુ કરૂં શું ? કહેવાની હીંમત ન થઇ. વળી પકડાઇ જવાથી જેલનો ડર એટલો હતો કે જો ફકીર બાવા દુવા ન દેતે તો આ જીંદગીમાં તો હું એ ઉઠાવી શકતેજ નહીં. પ્રથમનું શીર આપી દેવાનો ગજબનો વીચાર તો મને કદી થયોજ નહોતો; વધારામાં કદાચ તેને વિચાર આવ્યો હતો કે તેના બદલે તેવુજ બીજું શીર રાખી દેવાને મળ્યું હતું. પરંતુ....પણ ફીકર નહીં ફકીરની દુવા પર ભરોસો છે.

માણસ એક પાપથી બચવાને માટે બીજાં પાપ કરે છે. આ નોકરે હજાર રૂપીયાના લોભમાં પડી પહેલું શીર એક મારવાડીને એવા ભરોસા પર વેચી દીધું કે, મારવાડી જે શીર બદલામાં આપે છે એ બંનેમાં કંઇ ફરક નથી, માટે તેની આ ચોરી પકડાશે નહીં.

વળી એટલાંથી ન ડરતાં ફકીરની દુવા પર ફુલાઇ બેધડક થઇને બીજું શીર પણ તેણે સાંઈ માબાપને આપી દીધું.

આ તરફ ફકીરના મંત્ર બળથી કહો કે તે નોકરના નશીબથી, પણ કોઇએ તેના પર સંદેહ કર્યો નહીં, તેમ તે પકડાયો પણ નહીં. દવાખાનામાં નોકર ઘણા હોવાથી કોણે આ કામ કર્યું તે જણાયું નહીં.

ફકીરે થોડેજ દુર એક ગાડી તૈયાર રાખી હતી. શીરની બોટલ બગલમાં મારી તે સવાર થઇ મુકામ પર પહોંચ્યો. ઘરમાં દાખલ થઇ બહુ ચોકસીથી દરવાજો બંધ કરી, બત્તી કરી, બોટલ પરનું કપડું દુર કર્યું અને દીવાના પ્રકાશ સામે બોટલ ધરી જોયું તો, બરાબર તેજ સુંદર ચ્હેરો,

તેજ શીર અને તેજ ખોટલ છે. જેને જોતાં કોણ કહી શકે તેમ છે કે એ શીર લાલીનું નથી !

"આટલી મુદતે પણ કામ તો થયું." ફકીર તેને જોતો ખુશાલીથી બોલી ઉઠયો, "બધી મહેનત સફળ થઇ. આપેલું વચન પુરું કરવાનો વખત ખુદાએ આપ્યો. જો બુખારામાં કેદ ન થયો હતે તો, વરસી મુદત પહેલાં આ કામ બજાવી ચુકયો હતે. હવે એ બંનેને શીશવામાં જોઇએ. પણ અરે ! આ શું ?" એકદમ ફકીર ચોંકયો. "અરે ! આ શું થયું !"

એકાએક ફકીરની નજર તે બોટલ પરના શીલ પર પડી બત્તીના પાસે લઇ જઇ તે પરના અક્ષરો વાંચ્યા, તો તેમાં સૈદિબા, સાગીના, સામીના, કેતરેલા છે. ફકીરનું ગળું સુકાઇ ગયું, તે તુટતા અવાજથી બોલ્યો "આતો તે શીર નથી !"

---

# પ્રકરણ ઓગણત્રીશમું.

---

## એ ચિત્ર કોણે ચોડયાં ?

"આ તો બધી મહેનત ધુળ થઇ." ધ્રુજતાં હાથે બત્તી જમીન પર મુકતાં ફકીર બોલ્યો, "આ તે માથું નથી. તેને કોઇ ચોરી ગયું લાગે છે. પણ પેલું નીશાન !" કહી ફકીરે ફરી બત્તી નજીક લાવી બરોબર જોયું, જમણા કાનની પાસે બારીકાઇથી થોડીવાર જોઈ રહી, નીરાશ થઇ બત્તી પાછી મુકી દીધી.

"આ તો તે માથું નથી." અંતે નિરાશ થઇ એક નિશ્વાસ નાખતાં તે ધીરેથી બોલ્યો. "આ તો તેના પાસે હતું અને કોઇ ચોરી પણ ગયું હતું. સન્યાસીની પાસે આ માથું ન્હોતું. જણાય છે કે જે આને ચોરી ગયા હતા તેજ દવાખાનામાંથી બદલાવી ન્હાસી ગયા છે. યા ખુદા ! આટલા દીવસની મહેનત બરબાદ ગઇ. કાબુલથી ચોરનારે હજુ આનું શીલ પણ ઉખેડેલું લાગતું નથી. તેજ ગણુ નામ હજુ પણ મોજુદ છે."

થોડીવાર ચુપ રહ્યા પછી ફકીર પાછો વિચારવા લાગ્યો. ' જરૂર કો ઇ દોલત અને માલ પર હાથ મારવા માગે છે. વળી તે ચોરની સાથે એ બનેને પણ કબજે કરી ચુકયો હોત એમ જોઇએ. હું જો ભુખારામાં પકડાયો ન હતે તો આ બધો બનાવ બનવા પામતેજ નહીં. પરંતુ એ માણસ છે કોણ ? ફકત મ્હારા અને મીરનશાહ ફકીરના સીવાય બીજા કોઇને કંઇ પણ ખબર નથી. પરંતુ ફકીરના પાસે હુસેન નામનો એક નોકર હતો, તે થોડું પણ આ મામલા માટે જાણવા પામ્યો હતો. ત્યારે શું તે આ દોલતને હાથમાં લેવા ચાહે છે ? કોણ કયાંથી હીર લઇ ગયો તેની તપાસ મ્હારે કરવીજ જોઇએ ! "

રાતરે મુકામ ઉઠાવાની ઇચ્છા છતાં પણ આ કારણે ફકીર જઇ ન શકયો. દવાખાનાના નોકરને બધી હકીકત પુછયા વિના તે શી રીતે જઇ શકે ? વળી તેને એક મુખ્ય દોબસ્ત તો આ બીજા નંબરના હીરનો કરવ નો હતો, દુશમનો તેને રખેને ચોરી જાય ? એવી દહેશત ફકીરને હતી.

સવાર પડતાંજ ફકીર બાવા નોકરને ત્યાં જઇ પહોંચ્યા. ફકીરની આંખમાં ગુસ્સાનો આતશ વરસતો જોઇ, નોકર ધ્રુજતો ધ્રુજતો તેના પગ પાસે પડી ગયો. અને બોલ્યો, " મને માફ કરો ! ફકીર સાહેબ, માફ કરો ! મ્હોટી ભુલ થઇ ! "

" બસ એકદમ બધું સાફ જણાવી દે ! " ફકીરે નોતું ધાર્યું કે આટલી જલદીથી ભેદ મળી જશે. તણે હવે પોતાનો સોટો ફેરવ્યો. " બક ! એકદમ કહી દે ! નહીં તો હમણાંજ ખાક કરી દઇશ ! "

" ત્યારે શું હજાર રૂપીયાને માટે તેં દઇ દીધું ? " નોકરે બધી હકીકત કહી જે સાંભળ્યા પછી ફકીરે પુછ્યું, " તેનું નામ શું છે ? "

" તે હું જાણતો નથી." નોકર ધ્રુજતે અવાજે બોલ્યો. " મ્હેં પુછ્યું ન હતું."

" તે રહે છે કયાં ? "

" તેની પણ ખબર નથી. આ ઠેકાણેજ તે આવ્યો હતો. "

" આ પરથી જણાય છે કે સામી બાજુવાળા પૈસાદાર છે, " ફકીર મનમાં બોલ્યો. " ગાગરમલ કુંડાલાલના નામ પર એ હીર પારસલ મા

રફતે પેશાવર સુધી ગયું હતું. ગાગરમલ કુંડલાલ મારવાડી નામ છે. કોઇ મારવાડી પણ આમાં સામેલ હોવાનું જણાય છે. ફેર ! તો પણ મ્હારે પતો તો મેળવવોજ પડશે.

"પરંતુ એ શીરથીજ દોલત નહીં મળશે," ફકીર હસીને મનમાંજ બોલ્યો. "દોલત શી રીતે મળશે એ ભેદ તો ફક્ત, સોહના, સારિંગના અને સાબિરના એ ત્રણુજ માણસો જાણે છે, તેમાં તે તો છેજ નહિ. વળી જે એક છે તેના વિના કોઇને આ છુપો ભેદ જણાશે નહીં. શું ખાલી મુરદાનું માથું દોલત થઇજ આપી દેવાનું હતું ! મુદ્દાની બાબત તો કોઇ જાણતુંજ નથી. મારનશાહની સુધી એ શીર પહોંચશે તો પણ કંઇ વળવાનું નથી. આખર તે મ્હારી પાસેજ આવશે, પરંતુ આ વખતે પેલાં બેઉને શોધી કહાડું. સંન્યાસીનું ઠેકાણું મળવાથી એ બંને પણ મળી જવાની—"

આમ વિચાર કરતો ફકીર નોકરના પાસેથી રસ્તે પડ્યો. પેલું બીજા નંબરનું માથું એક કપડામાંજ લપેટી પોતાનીજ પાસે રાખ્યું, અને હવે અહીંથી ઉપડી તેણે અલ્લાહબાદ મુકામ કર્યો. ત્યાં ખબર મળ્યા કે, પોલીસ બહુ મહેનતથી તપાસ ચલાવી રહી છે. તેના સાથે એ પણ માલુમ પડયું કે, લાલીનું આગરામાં ખુન થયું અને લાલ દુરજયસીંહની સાથે છે. અહીં લાલ, લાલી અને દુરજયસીંહ સાથે આ મામલાને એટલો સંબંધ હતો કે બધાં તેને ઓળખતાં થઇ ગયાં હતાં. ફકીરે પણ અલ્લાહબાદ પહોંચી આ બધું સાંભળી લીધુ. અને મનમાં વિચારવા લાગ્યો, "સન્યાસીનીનો તો પતોજ નથી. કોઇ કહે છે કે લાલીનુ ખુન થયું; કોઇ કહે છે કે પ્રેમાનંદનું ખુન કરી લાલીને પેલા નવાબે છુપાવી રાખી છે. જે હોય તે પરંતુ લાલ અને દુરજયસીંહ તો સાથેજ છે, એટલે તે ઓને મળવાની હમણાં જરૂર નથી. પેલો હુસનજ નવાબ બની કાપેલાં શીરની તપાસમાં ફરતો જણાય છે. કેટલાક મારવાડીઓને પૈસાના લોભથી તેણે હાથમાં કર્યા લાગે છે, નહીં તો એ ભીખારી પાસે ટકો પણ ક્યાંથી હોય ? ફાવે તેમ હો, પરંતુ હવે એ સન્યાસીનીને મળવું જોઇએ. તેણીનો સનસારો વટીક માલુમ પડતો હથી. હવે તેણીને મળવા શી યુકતી કરવી જોઇએ ? "

એટલાં બેઠાં ફકીર સન્યાસીનીને મળવાનો ઉપાય શોધવા લાગ્યો. તેને એક વિચાર સુઝ્યો. પોતે છબીઓ ઘણી સારી ચીતરી જાણતો હતો, અને નકલ કરવામાં તો તે જબરો એક્કો હતો. બેઠાં બેઠાં એક કાગળ પર પેલાં કાપેલા શીરની એક છબી ચીતરી. અને તેના નીચે પેલા લોહીઆ-સારંગબા-સામિન્ના લખી, તેની ઘણી નકલો તૈયાર કરી, અલાહબાદમાં જાહેર રસ્તા પરની ભીંતો પર ચાલાકીથી ચોડી દીધી, બીજે દીવસ એ કામ આગરામાં અને ત્રીજે દીવસે દિલ્હીમાં પણ એમજ કર્યું. કામ ફતેહ કરી તેણે મનમાં વિચાર્યું " જો સન્યાસીની, પ્રેમાનંદ, લાલી વીગેરે જીવતાં જાગતાં હશે તો, આ ચીત્ર જોઇ સમજી જશે કે, આનો ચોંટાડનાર આ બનાવની બધી ખબર રાખે છે અને તેટલા માટે એ લોકો મ્હારી શોધખોળ કરતાં દિલ્હી, આગરા અને અલાહબાદ ત્રણે શહેરમાં આવશે. આમ થવાથી હું જેને શોધું છું તે આપોઆપ મળવા સંભવ છે."

" વળી હુસેનઅલીના સાથીઓ પણ મ્હારી શોધ કરશે. હું કોણ છું? કાપેલા શીરની વાત મ્હેં ક્યાંથી જાણી? વીગેરે તપાસ પણ એ લોકો કરવા લાગશે. આ રીતે તેઓને પણ હું ઓળખી શકીશ. વળી લાલાને તેઓએ છુપાવી છે કે કેમ? તેનો પણ કંઇ પત્તો મળશે."

ફકીરની આ મહેનત બિલકુલ નકામી ન ગઇ. પોલિસ ચીત્ર ચોટાડવાવાળાની તપાસ બહુ ચાલાકીથી કરવા લાગી, ફકીરને પણ એ વાતની ખબર પડી ગઇ. તે બે ધડક થઇ પોલિસ અને લોકોનાં ટોળાં વચ્ચે ફરતો કાપેલાં શીરની છબી જોઇ હસતો હતો.

---

## પ્રકરણ ત્રીશમું.

### છુપી પોલીસની કમબખ્તી !

સાંવળસીંહ પાછો અલાહબાદ આવ્યો કે ફરી ઉપરના અધિકારીઓની ધમકી પહોંચી. કાપેલું માથું, પ્રેમાનંદ અને લાલીનું ગુમ થવું અને હુસેનઅલી નવાબનું જમીનમાં ગારદ થઇ જવું વિગેરે બાબતોમાંથી એક

પણ બાબતનો પત્તો ન લગાવી શકવાથી ઓફીસરોની ધમકી આવવા લાગી. સાંવળસીંહને તો હવે આબરુ જવાથી જીંદગી ભારે જણાવા લાગી.

છેવટે તેણે વિચાર કર્યો કે આ ફંદામાંથી છુટવા માટેનો જો કંઇ પણ ઉપાય હોય તો પેલી સન્યાસીનીજ છે. બધાં ઝાડનું મુળ તેણીજ છે, નહિ તો તેણીને છુપાઇ રહેવાની શી જરૂર હતી ? તેથીજ છુપી રહી આ હાલતને માટે કોશીશ કરી રહી હોય તેમાં કંઇ નવાઇ નથી. સ્ત્રીનો વીશ્વાસ ન કરવો જોઇએ. ભલે સન્યાસીની હો યા તપસ્વીની હો.

સાંવળસીંહે ઘણી શોધ કરી પરંતુ તેણીનો પત્તોજ મળ્યો નહીં. પંજાબથી કુમાક્ષા સુધીની પોલિસે એવાજ જવાબ આપ્યા કે, એવી કોઇ સંન્યાસીની અહીં નથી આવી.

એક રાતના સાંવળસીંહ રૈનમાં નીકળ્યો તેની કમર પર પેલીજ સંન્યાસીની, લાલ અને લાલી તથા પ્રેમાનંદનાં ભુત સવાર હતાં. તેની ચિન્તા, ખાવું પીવું, પુજા પાઠ, જ્ઞાન, માન, પ્રાણ દૈલત જે કહો તે તે જ હતાં

લગભગ અગીયાર વાગતાના સુમાર પર તેણે એક ફકીરને દિવાલ પરનું ચીત્ર જોતાં દેખ્યો. ડીટેકટીવ સાંવળસીંહે પોતાના છુપા ફાનસની રોશની તેના મ્હોં પર ફેંકી કહ્યું. " કયેં જી ! આટલી રાત્રે તમે આ શું જુઓ છો ? "

" આ ચીત્ર. " ફકીરે જવાબ આપ્યો.

" ચિત્રમાં એવું શું છે તે જુવો છો ? "

" કેમ સાહેબ ! એક જાહેર દેખાવને જોવામાં કાંઇ અડચણ હોય કે ? "

" પરંતુ હું તો એ સાંભળવા માગું છું કે શા માટે જુઓ છો ? " ડીટેકટીવે પોતાનો સવાલ કાયમ રાખ્યો.

" એમ જોતો હતો, કે આ ચિત્રની બાબતમાં લોકો તરેહ તરેહની વાતો કરી રહ્યાં છે. " ફકીરે કહ્યું.

" એટલા માટે જોવાનો તમોને આ વખત મળ્યો ?" ડીટેકટીવે શંકાથી કહ્યું. " ખેર ! આ બનાવના સંબંધમાં તમે કંઇ જાણતા જણાઓ છો. આવો અમારી સાથે તમારે ચોકી પર આવવું પડશે. ત્યાંજ તમારું બધું સાંભળી શું. "

"નહીં સાહેબ ! હું વધુ કંઇ નથી જાણતો." ફકીર બોલ્યો "ફક્ત એટલું જ કે આવી એક છબી એક સંન્યાસીની પાસે મેં જોઇ હતી."

"તે તો બધા જાણે છે કે સંન્યાસીનીના પાસે હતું. વધુ શું જાણે છે ?"

"વધુ કંઇ નહીં."

"સારૂં મ્હારી સાથે ચાલો."

"ચાલો સાહેબ ! શા માટે ન આવું ?"

"નહીં જી ! આગળ આગળ ચાલો." ફકીરને પાછળ ચાલતો જોઇ સાંવળસીંહે કહ્યું "ભુલાવામાં નાંખી ન્હાશી જવા માગો છો કે !

"શા માટે ? હું શું ખુન કર્યો છું કે ન્હાસી જાઉં !" ફકીર આગળ થઇ બોલ્યો.

"બસ ! બદમાશી ન કર ! હું જાણું છું કે તું પેલા નવાબનો માણસ છે !" સાવળસીંહ જાણે કંઇક ફતેહ કરી હોય તેમ મુછ પસવારતો બોલ્યો.

"નહીં સરકાર !"

"બસ ચુપ રહો !"

"સારૂં સરકાર !"

આમ વાતો કરતા જતા હતા કે સાવળસીંહ એકાએક ચોંકી દુર થઇ અજાયબીથી પોકારી ઉઠયો, "કોણ ! સન્યાસીની !"

આટલું કહી સાંવળસીંહ અજાયબીમાં એકદમ બાજુના ખંડેર મકાન તરફ દોડી ગયો. ફકીરનું પણ તેને ભાન રહ્યું નહીં. આજ ખંડેરમાં સાવળસીંહે એક દિવસ સંન્યાસીનીને અને એક દિવસ બાળીને સુન થતાં પોતાની આંખોએ જોયા હતાં. આજે પણ આવતાં આવતાં બારણા પર એક સ્ત્રી ઉપર તેની નજર પડી. પહેરવેશ સન્યાસીનીનો જ હતો. પરંતુ દુરથી પોતાના ફાનસની રોશની તેના ચહેરા પર ફેંકતાં ઝટ ઓળખી લીધી અને એકદમ પકડવા દોડયો.

સ્ત્રીએ પણ તેને જોયો અને પોતાની તરફ દોડતો જોઇ એકદમ અંદર ઘુસી ગઇ. આ તરફ વખત જોઇ ફકીર દેવતા પણ અંધારામાં ક્યાંઇ છુપાઇ ગયા.

આજે પણ સાંવળસીંહ ઠગાયો. ફાનસ લઇ ખુણે ખુણે શોધી વળ્યો પરંતુ કંઇ હાથ આવ્યું નહીં.

તે હુંઆં હુઆં કરતો બ્હાર આવ્યો. અને કેટલીક વાર સુધી મન મારી ઉભો રહ્યો. થોડીવારે બોલ્યો, “ આ ઘરને બરાબર જોયા વિના મારી શાન્તિ નહીં થાય. હું બબ્બે વાર ઠગાઇ ચુકયો છું. ”

તરત તેણે જોરથી સીટી આપી. બન્ને બાજુથી કોન્સ્ટેબલો દોડી આવ્યા. જેઓને જોઇ સાંવળસીંહે કહ્યું, “ સાત આઠ માણસો મશાલો લઇ આવો. એક ગુનેહગાર આ ઘરમાં છે તેને પકડવો જોઇએ. ”

એક માણસ ચોકી તરફ રવાના થયો. સાંવળસીંહે બીજાને કહ્યું, “ અહીં મ્હેં એક ફકીરને પકડ્યો હતો, તે અહીં કયાંઇ આજુબાજુ અંધારામાં છુપાયો હશે. જાવ તપાસ કરો અને જ્યાંથી મળે ત્યાંથી પકડી લાવો એટલી વાર અહીં દરવાજા પર હું પહેરો ભરું છું. ”

થોડી વાર પછી રોશની સાથે પોલિસ વાળા આવી પહોંચ્યા. અને બધા ઘર, બારૂ, બારી, બારણા જાળીમાં ચોક છાપરૂં બધું તપાસી વળ્યા પરંતુ કોઇનો પત્તો લાગ્યો નહીં. એમ પણ ન જણાયું કે આમાં કોઇ રહે છે.

થોડા કલાક હેરાન થઇ ડીટેકટીવ પોતાના દળ કટક સાથે ત્યાંથી નિરાશ થઇ પાછો ફર્યો. એ લોકોના જવા પછી થોડે વારે ફકીર અંધારામાંથી નીકળી તે મકાનમાં ઘુસ્યો. અંદર ભાદરવી અમાસ પુર બહારથી પોતાનો અમલ બીછાવી રહી હતી. ચારો તરફ ચુપકીદી છવાઇ હતી. આખું શહેર ઘોર નિંદ્રામાં શાન્ત હતું.

ફકીરે પોતાની ગોદડીમાંથી એક દીવાસળી કહાડી અજવાળું કર્યું.. એકદમ બાજુની દીવાલ આનો પરદાની માફક હઠી ગઇ. તેના હવાથી દીવાસળી તો બુઝાઇ ગઇ પરંતુ કોઇએ પાછળથી તેનું કપડું જોરથી ખેંચ્યું. ફકીર પડતો પડતો તો બચ્યો પરંતુ એક ઓરડામાં સપડાઇ ગયો, અને દિવાલ પાછી જ્યાની ત્યાં રહી ગઇ.

# પ્રકરણ એકત્રીસમું.

## બીજા નંબરના શિરનો ભેદ.

જે વખતે અલ્લાહબાદમાં આ બનાવ બની રહ્યો હતો તેજ વખતે પેશાવરની પાસે એક નાહના ગામમાં બે માણુસો એક મોટી પેટી ઉંચકી ઓટલા પરથી ઘરમાં લઇ રહ્યા હતા.

પેટી માલ ગાડીમાંથી આવી હતી. ઉપર બરહત્તાનથી પેશાવર નું લેબલ હતું. એક બીજું લેબલ ' પીતળનાં વાસણુ ' લખી લગાડયું હતું.

જે બે માણુસો પેટી અંદર લઇ રહ્યા હતા તેને અમારા વાંચનારાઓ ઓળખે છે. એકતો પેલો ગફુરઅલી છે અને બીજો પેલો ચંડુલખોર હતો.

પેટી ઘણા દિવસથી પેશાવર રેલ્વે ગોડાઉનમાં પડી હતી કોઇએ તેને માટે કાંઇ પુછપાછ કરી ન્હોતી. આજે ગફુરઅલી સ્ટેશન પર જઇ તે છોડાવી લાવ્યો એ માલ તેના નામ પર આવલો હતો.

એક ભાડુતી ગાડી મારફતે ગફુરે તે માલ મકાનના દરવાજા સુધી પહોંચાડયો હતો. તે તદન બે પરવાઇથી બહાર પડી રહી હતી. મહોલ્લાનાં છોકરાંએ તેના પર ચઢી કુદતાં પછડાતા અને રમતાં હતાં.

જ્યારે અરધી રાત થઇ, બધા લોકો સુઇ ગયા, લોકોનું આવવા જવાનું રસ્તાપર બંધ થયું ત્યારે ગફુરઅલી અને ચંડુલખોર મળી તે પેટી અંદર લઇ ગયા. અંદર હુસેનઅલી, લક્ષ્મીપ્રસાદ અને મોહનલાલ હાજર હતા.

" બસ, એક સેકંડ પણ હવે ગુમાવવી જોઇતી નથી. " પેટી અંદર આવતાંજ લક્ષ્મીપ્રસાદે કહ્યું, " પેટી ખોલી, બોટલ લઇ હું અને હુસેન અલી આજ રાતના અંગરેજી સરહદથી બ્હાર ચાલ્યા જઇશું. ચંડુલખોર અમારી સાથે આવશે. અને તેના માથાપર આ માલ રહેશે. જુઓ મોહનલાલ ! તમે ગફુરની સાથે આજેજ દીલ્હી પાછા જાવ. જેમ બને તેમ લાલસીંહને હાથ કરો. "

" પણ મને તો જોતાંજ ઓળખી જશે ! " ગફુરે કહ્યું.

"નહીં. તેમ નહીં બને" લક્ષ્મીપ્રસાદે કહ્યું. "મોહનલાલ સાથે છે તે તને એવો તો બનાવી દેશે કે પોલીસનો બાપ પણ નહીં ઓળખી શકે. તેની ચીન્તા છોડી તમે આ વખતેજ રવાના થઇ જાવ."

"પોલીસ તો આસામથી પંજાબ સુધી ગગરમલને શોધે છે," મોહનલાલ હશીને બોલ્યો. "પરંતુ હજી સુધી પતો નથી મેળવી શકી. બધાની આંખોમાં ધુળ નાંખી હું હોસ્પીટલમાંથી હીર બદલી લાવ્યો. ગફુર તું નાહક ફીકર કરે છે. મોહનલાલને પકડવાવાળો પોલીસ હજી જન્મ્યોજ ક્યાં છે? મ્હારી સાથે ચાલ અને જો કે તમે લોકો નહીં મેળવી શકો તેને હું હાજર કરી દઉં છું કે નહીં?"

"જો તે દીલ્હીમાં ન હોય તો?" ગફુરે આનાકાની કરી વાંધો બતાવ્યો.

"દીલ્હીના બાપનું થોડુંજ દેવું કરયું છે!" મોહનલાલ હાથ પછાડી બોલ્યો. "જ્યાં હશે ત્યાંથી પકડી લાવીશું."

"અરે ગફુરીયા!" અત્યાર સુધી ચુપ રહેલો નવાબ હવે ગુસ્સાથી બોલ્યો. "તું તો તદન ડીચકારો છે! ગધેડા જેવો કંઇ સમજતો નથી ને મોહનલાલ સાથે જતાં તીન પાંચ કરે છે. જુઓ મોહનલાલ! તેણીને લઇનેજ આવવું, પરંતુ તેમ કરવામાં કોઇ જાતની અડચણ ઉભી થાય, તો તેણીના બ્હેનના જેવી હાલત કરવાથી પણ કામ ફતેહ થઇ જશે."

"ત્યારે તેણીની બ્હેનનું ખુનજ થયું છે ના!" ગફુર બોલ્યો.

"અરે આતો ચોખ્ખોજ ગધેડો!" હુસેનઅલીએ કહ્યું. "જોતો નથી આપણા સિવાય બીજો માણસો પણ આ કામ માટે મહેનત કરે છે?"

"તે કોણ છે?"

"અરે ચુપ રહે બેવકુફ!" નવાબ છેડાયો. "હવે તને સમજાવે કોણ! જોતો નથી તેણે દીવાલો પર ચીત્ર ચોડયાં છે! હોસ્પીટલમાંથી બીજા નંબરનું હીર ચોર્યું છે! અને લાલીનું ખુન કરવા ચાહે છે! પણ મોહનલાલે તે બદમાશોને અચ્છી થપડ આપી. ગધેડાઓ એટલું ન જાણવા પામ્યા કે અસલ હીર તો ક્યારનું એ ઉપડી ગયું છે!"

"આપે શી રીતે જાણ્યું કે એ પહેલા નંબરનુંજ અસલ છે?" લક્ષ્મીપ્રસાદે પુછ્યું.

" લ્યો હવે સાંભળો ! " નવાબ બોલ્યો. " અરે યાર લક્ષ્મીપ્રસાદ, તમોને મ્હેં પહેલાંજ નહોતું કહ્યું કે અમીરના [illegible] અયોધ્યાનાથ પર પ્રણો હતો. અંગ્રેજી લશકરની આફત માથા પર જોઇ બધી દોલત તેને સોંપી અમીર કેથે છુપાઇ ગયા. અયોધ્યાનાથે બધી દોલત કોઇ પહાડમાં છુપાવી દીધી. લડાઇ બડાઇ શાન્ત થઇ ગઇ તો પણ અયોધ્યાનાથે નવા અમીરને એ દોલત સબંધી કંઇ જણાવ્યું નહીં. તેના મનમાં હતું કે માજી અમીર વખત ઉપર પાછા ફરે ત્યારે બધી માલ મતા તેને સોંપી દઇશ "

" ત્યારે એ દોલતની ખબર બીજા કોઇને પણ નહોતી ? " લક્ષ્મી પ્રસાદે પુછ્યું.

" ના. કોઇને પણ નહીં." નવાબ બોલ્યો. " અમીર દોસ્તમહંમદ તો પાછા ફર્યાજ નહીં, અને નવા અમીરે અંગરેજ સરકાર સામે ફરી લડાઇ માગી. અંગરેજી લશકરના લોકોએ કયાંઇથી સાંભળ્યું હતું કે માજી અમીરની બધી દોલત અયોધ્યાનાથ પાસે છે, એટલે એ લોકો તેની તપસ કરવા લાગ્યા. અયોધ્યાનાથ એક નોકરની સાથે પોતાની ઓરતને લઇ ન્હાસી છુટયો, પરંતુ રસ્તામાં ઓરત બહુ બીમાર થઇ ગઇ. ત્યારે તેણીને એક જોગણની મઢીમાં સુકી પોતે આગળ ન્હાસવા માંડયું. અને તેણે છેવટ ફકીર મીરનશાહની ઝુંપડીનો આશરો લીધો. ત્યાં તે પણ બીમાર પડયો અને મર્યો. એજગોએ તેણે પેલી દોલતની વાત ફકીરને કહી હતી."

" તે વખતે તમે કયાં હતા ? "

" હું તે વખતે બાજુની ઝુંપડીમાંથી બધું સાંભળતો હતો."

" ત્યારે તમે જાણો છો કે દોલત કયાં છુપાવેલી છે ? "

" અરે યાર ! તમને તમારા શરીરનું પણ ભાન નથી ! " નવાબ બોલ્યો. " તે દીવસે મ્હેં તમને નથી કહ્યું! હું તો શું પણ ફકીર સુધ્ધાં ને તેની ખબર નથી. તે વાત કહેવાના પહેલાં તો અયોધ્યા મરી ગયો."

" ત્યારે તેણે કયાં સુધી શું કહ્યું હતું ? "

" કહ્યું એમ કે સ્ત્રીને એક જોગણીની પાસે રાખી છે." નવાબ બોલ્યો, " અને તેણીને એક કાપેલું શીર આપ્યું છે. એ શીરથી દોલતનો પત્તો લાગશે. ફકીરે પુછ્યું હતું કે એ શિરની ઓળખ શું છે ? ત્યારે

તેણે કહ્યું કે, કાબુલમાં અહમદ કારીગરની પાસે તેવુંજ એક શીર છે, ને જોવાથી જણાઈ આવશે કે કયા શીરથી દોલતનો પત્તો લાગશે. બ એટલુ કહેવા પામ્યો કે તેની જીભ બંધ થઇ ગઇ અને થોડીવારમાં જી પણ નીકળી ગયો.

" અને તેની સાથે જે નોકર હતો તે ? "

" તે તો તેની આંની શોધમાં ચાલ્યો ગયો. " નવાબ બોલ્યો. " ને થોડા દીવસો પછી આવીને કહ્યું કે તેણી પણ મરી ગઇ. તેણીને એ સાથે બે છોકરી જન્મી જે પેલી જાગણીના પાસે છે જાગણુ અંગરેજ લશ્કર સાથે રહે છે. જ્યારે તેણીની શોધમાં માણસો છુટયાં ત્યારે ન્હાર ગઇ, ત્યારથીજ પત્તો નથી. હું ધારૂં છું કે તેણી પણ જીવતી નથી."

" ત્યારે શું ફકીર મીરનશાહે આપને આ શોધ માટે મુકરર ક છે ? " લક્ષ્મીપ્રસાદે પુછયુ.

" હા, બરાબર મુકરર તો નહીં પરંતુ કર્યો તો છે." નવાબ બોલ " ઘણી મુશ્કેલીઓ વેઠી કાબુલ જઇ મ્હેં અહમદ કારીગરના પાસેનું શું હાથમાં કર્યું. તેને લઇ પહેલા શીરની શોધમાં અહીં આવ્યો. અને છી તમારા લોકોની મુલાકાત થઇ. "

" સારૂં," લક્ષ્મીપ્રસાદ બોલ્યો. " ભલા ! સોહિબા, સારિંગન સામિબાનો મતલબ શો છે ? "

" તે તો હું નથી જાણતો. "

" આપે તે કારીગરને નથી પુછયું ? "

" નહિં, તેની સાથે મ્હારે વાત નથી થઇ. " નવાબનો ચ્હેરો બ લો ગયો તે લથડતી જીભે બોલ્યો, " થોડી થઇ-થોડી ન થઇ, બ નાહ ! "

" ઠીક " લક્ષ્મીપ્રસાદે કહ્યું. " આ બન્ને શીર કોણુનાં છે ? તે ઇ જાણો છો ? "

" ના, જુઓ ભાઇ ! તમે મ્હારા જીગરના દોસ્ત છો, " નવાબ શરમાણો પડતાં બોલ્યો, " તમારાથી હું કંઇ છુપું નહીં રાખું. શિર મ્હેં-

લક્ષ્મીપ્રસાદે હસતાં હસતાં વાક્ય પુરૂં કર્યું, " હા, તે હું સમજી ગ કે શીર તમે તેને કહીને નથી લાવ્યા. "

# પ્રકરણ બત્રીશમું.

## સરહદ પર રવાનગી–ગઝબ થયો !

હવે વધુ વખત ખરાબ ન કરતાં તેઓએ ગફુર અને મોહનલાલને વિદાય કર્યા. તેઓ સદવારની ગાડીમાં રવાના થવાને સ્ટેશન તરફ ચાલ્યા.

"ત્યારે એ શીરથી દોલત શી રીતે મળશે, તે આપ નથી જાણતા ?" જતાં જતાં મોહનલાલે કંઇ ચિન્તાથી નવાબને પુછયું.

"ના, હું નથી જાણતો," નવાબે કહ્યું. "પરંતુ ફકીરના પાસે લઇ જવાથી બધું ઠીક થઈ જશે. ફકીરે આ બાબતને માટે કહ્યું હતું કે, એ શીર અને અયોધ્યાનાથની બંને છોકરીઓને લાવવાથી દોલતનું ઠેકાણું મળી આવશે."

"ત્યારે તેને આ ખબર છે ?" મોહનલાલે પુછયું.

"હશે. હું બરાબર નથી કહી શકતો;" નવાબ બોલ્યો. "એ ઘણો ઇલ્મી માણસ છે."

"પરંતુ એક છોકરીનું તો ખુન થઇ ગયું !" મોહનલાલ શંકાથી બોલ્યો. "અને કદાચ બીજી ન મળી શકે તો ?"

"તો શું ?" નવાબે લાપરવાઇથી જવાબ આપ્યો. "કહીશું કે બન્ને મરી ગઇ છે."

"મોહનલાલ તમે ભરોસો રાખો," અત્યાર સુધી ચુપ રહેલો લક્ષ્મીપ્રસાદ મોહનલાલનો મતલબ સમજી જઇ હવે વચ્ચે પુરાયો. "હું સાથે જાઉં છું. તમારો ઠેરવેલો હિસ્સો ગળત થવાની દહેશત ન રાખો."

"જુઓ, અલિ મસજીદ છોડયા પછી બરાર પહેલુંજ જે ગામ આવે તેમાં તમો રોકાજો." મોહનલાલ બોલ્યો. "જેમ બને તેમ અમો જલદી તમોને ત્યાં મળીશું."

"ફીકર નહીં મોહનલાલ !" નવાબ બોલ્યો. "બ્હીક રાખવા જેવું કંઇ છેજ નહીં."

હવે વધુ કંઇ ન કહેતાં મોહનલાલ ગફુરઅલીની સાથે ચાલ્યો ગયો.

થોડીવાર પછી જાકસમાંથી કાઢેલી બોટલ કપડામાં લપેટી ચંડુલખોરના ગાથા પર રાખવામાં આવી, અને હુસેનઅલી તથા લક્ષ્મીપ્રસાદ ચુપચુપ અંધારામાં રવાના થયા.

રાતના બે વાગી ગયા હતા, રસ્તામાં જતો આવ બીલકુલ બંધ હતી. એકાદ બે પહેર વાળા હતા પરતુ તે ના ઉંઘનાં જોકાં ખાતા હતા. લક્ષ્મીપ્રસાદ, હુસેનઅલી અને ચંડુલખોર પહરાવાળાની નજર ચુકાવી ન્હાની ન્હાની ગલીઓ મારફતે શહેરની બહાર નીકળી ગયા.

ત્રણેની છાતી બ્હીકથી ધડકતી હતી. શરીરમાં કંપારી છુટતી હતી, પરંતુ એ બધા દુઃખ તેઓ એવા સધીયારાથી ભુલી જતા હતા કે, ઘણા દિવસની મહેનત આજે બર આવી છે. હવે જરા આગળ જવા પછી મામલો સાફ છે. સરકારી સરહદ વળોટયા પછી કોણ પુછનાર છે ? પછી તો અમીરની દોલત હાથમાં આવશે એ બે શુમાર દોલતના માલીક થઈશું, અને કેટલાએક રાજાઓની હુરીયત ઘરમાં લાવી ચમન ઉડાવીશું આવી આશામાં ત્રણે જણ ધીમાં કદમ ઉઠાવતા ચાલ્યા જતા હતા.

સામેજ એક પહાડી વલણ હતી. ચારે તરફ ગીચ ઝાડીની વચ્ચેથી પસાર થતાં રસ્તા પર, આગળ હુસેનઅલી તેની પાછળ માથાપર બોટલ ઉઠવનાર ચંડુલખોર અને તેની પાછળ લક્ષ્મીપ્રસાદ ચાલ્યા જતા હતા.

ચાલતાં ચાલતાં ચડુલખોર, " ઓ બાપરે ! " કહી બુમ પાડી ઉઠયો સાથેજ બંદુકની ગોળી છુટવાનો અવાજ થયો અને હુસેનઅલી તથા લક્ષ્મીપ્રસાદ એક તરફ કુદી ઉભા રહી ગયા.

" અરે ! મરી ગયોરે બાપ ! " કહી ચંડુલખોર રસ્તા પરથી કુદી એક નાળામાં જતો રહયો. ત્યાં ખાડામાં જઈને પણ તેણે જોયુ કે હજી બંદુકનો ધુમાડો ઉડી રહયો છે.

આ બનાવ એક પળમાં બની ગયો. હુશેનઅલી અને લક્ષ્મીપ્રસાદ તો કંઈ સમજ ન પડવાથી એમને એમ એક બીજાતાં મ્હોડાં ટીકતાજ ઉભાં.

બધાના પહેલાં લક્ષ્મીપ્રસાદનો અવાજ ખુલ્યો તે ગુસ્સાથી બોલ્યો, " અરે શેતાન ! નિમકહરામ કયાંનો ! વિશ્વાસઘાત ! જાતે પીસ્તોલ ફોડી બોટલ લઈ નાશી જાય છે કયાં ?

" આ બધું કામ પેલા હરામી ગફુ નુંજ છે " નવાબ દાંત પીસી બોલ્યો. " એ હરામીની રીફ રસથીજ આ આવ્યો હતો, "

" આવી વાતોમાં વખતને ખરાબ કરવો હમણાં ઠીક નથી. " લક્ષ્મી પ્રસાદ પગ ઉઠાવતો બોલ્યો, " હજી તે દુર નહિ ગયો હોય. આવો આ પણું દોડીયે હું જોઉં છું કે એ નાપાક ક્યાં સુધી જાય છે ? "

બન્ને તે ચંડુલખોરની પાછળ દોડયા. આગળ લક્ષ્મીપ્રસાદ અને પાછળ નવાબ, પરંતુ ચંડુલખોર શાનો મળે ? બન્ને તરફ પહાડની મોટી હારો, ઝાડની ઘટા અને ઉપરથી રાત અને તે પણ અંધારી ! પાસેજ છુપાઈ રહેલું માણસ નથી દેખી શકાતું તો પછી ન્હાસેલાની તો વાતજ શી ?

આ બોડો દોડી થોડો વખત શોધવા પામ્યા કે, પહેરાવાળા ત્યાં આવી પહોંચ્યા પાછલી રાતના બંદુકનો અવાજ સાંભળી તે શામાટે છોડી છે તેની તપાસમાં પહેરાવાળાઓ દોડતા આવ્યા, તેઓનાં પગલાં સાંભળી આ બન્ને રસ્તાની બે બાજુ છુપાઇ ગયા.

ઘણી શોધ છતાં પણ કોઇનો પત્તો ન લાગ્યો ત્યારે પહેરાવાળા ચાલ્યા ગયા.

પો, ફાટતાંજ પુર્વ તરફ લાલી દોડી આવી. તારા છુપાઇ ગયા અને પક્ષીઓના મધુર અવાજ નીકળવા માંડયા. એ વખતે કોઇ પણ માણસનો સનસારો ન હોવાથી ચંડુલખોર ધીરે ધીરે બહાર નીકળ્યો અને ચારે તરફ જોતો શહેરનો રસ્તો લીધો. તેણે તરતજ માથા પરના બનાવટી વાળ અને ચ્હેરા પરની દાઢી ફેંકી દીધાં. કપડાં પણ એક એક કરીને જંગલમાં ફેંકી દીધાં. હવે તો પોતાનો અસલ પોશાક ગળામાં ભગવી કફની રહી ગઇ. તે સડક પર આવી પહોંચ્યો અને સહવારનાં લાકડાં વીણવા જતા લોકો સન્યાસીને જોઇ પ્રણામ કરવા લાગ્યા. પ્રણામીઓને આશીરવાદ આપતો સન્યાસી પેશાવરના સ્ટેશન પર પહોંચ્યો અને અલાહબાદની ટીકીટ લઇ ગાડીમાં ચડી બેઠો.

પણ પેલા ચીરનું શું થયું તેની કંઇ ખબર પડી નહીં. ચંડુલખોરના વેશમાં સંન્યાસી પાસ એ હતું. પણ પહાડપરથી કુદી પડતી વખતે ઘણી જતન રાખવા છતાંપણ તે તેને બચાવી શક્યો ન હતો. ઝાડની એક ડાળી સાથે

તેનો હાથ અથડાયો અને બોટલ હાથમાંથી પડી ગઇ. તે પત્થર પર પડવાથી તેના ચુરેચુરા થઇ ગયા. તેની અંદરનું કાપેલું શીર પણ તુટી ગયું. એ તુટેલા શીરમાંથી બે પત્રીઓ નીકળી અને પત્થર પર રડવા માંડી. સન્યાસીએ એ બન્ને પત્રીઓને ઉઠાવી લીધી અને પોતાની કફનીમાં લપેટી લઇ જનો હતો. શીરના ટુકડાની હાલત જોવાનો વખત તેને ન મળ્યો. કારણ પહેરાવાળાઓ આવી ગયા હતા. એ શીરના ટુકડા ડુંગરી કાંકરાઓમાં મળી ગયા.

---

## પ્રકરણ તેત્રીશમું.

---

### અજાયબી.

આ તરફ દુર્જયસીંહ અને લાલસીંહે વિચાર્યું કે હવે દિલ્હીમાંજ રહેવાથી ફાયદો શો છે ? સન્યાસિનીની પણ કંઇ ખબર મળી નહીં. પ્રેમાનંદ અને પેલાં બે શીરનો પણ પત્તો મળ્યો નહીં. પોલિસ પણ કંઇ કરી શકી નહીં. બહેતર છે કે હવે તો ગીરનારપર પાછા જઇએ અને બધા સાધુઓની સલાહ લઇ કામ કરીએ, વાતો કાબુલ જઇ તપાસ કરીએ કાંતો પછી સાધુઓ કહે તેમ કરીએ. ગીરનાર પર સંન્યાસીની પણ વખતે આવી ચડે તો મુલાકાત પણ થઇ જાય.

એજ વિચાર નકી થયો અને સાંજના રવાના થવાને માટે માલ અસબાબ એક ગાડીમાં ભરવાનું કામ ચાલતું હતું. લાલસીંહ દરવાજા પર ઉભો રહી ભરાતા માલની ખબર રાખતો હતો, તે એકદમ બોલી ઉઠયો, " ભાઇ ! અરે ભાઇ આવ્યા ! ભાઇ ! "

દુર્જયસીંહે પાછું ફરી જોયું તો એક સંન્યાસી લાલસીંહનું કપાળ ચુમી રહયો છે. તેને જોતાંજ નજીક આવી દુર્જયસીંહ અજાયબીથી બોલી ઉઠયો, " અરે ! પ્રેમાનંદ ! "

" હા, તમો સમજ્યા હશો કે હું મરી ગયો છું. " તે નવો આવનાર સંન્યાસી જે ખરેખર પ્રેમાનંદ હતો તેણે જવાબ આપ્યો.

" તે તો સમજીએજ ના. "

" સારૂં, પણ હમણાં ગીરનાર જવાની જરૂર નથી. તેઓને તૈયારી કરતા જોઇ પ્રેમાનંદે કહ્યું " ગાડી પાછી ફેરવો, માલ ઉતારી લો, આવો અંદર બધી હકીકત કહું છું. "

" અને લાલી ? " લાલસીંહે એકદમ ગભરાટથી પુછ્યું.

" આવો " બધું કહું છું ને ! " પ્રેમાનંદે તેનું નાક પકડી ગીદાશથી કહ્યું.

ગાડી તો પાછી રવાના કરવામાં આવી બધા અંદર ગયા અને દરવાજો બંધ કર્યા પછી દુર્જયસીંહ અને લાલસીંહ પ્રેમાનંદના સામું આતુર આંખોથી જોતા બેઠા.

" લાલસીંહ, " પ્રેમાનંદે કહ્યું " તું લાલીને માટે બહુ દુખી છે, પરંતુ ફીકર કરવા જેવું નથી તેણી ઘણી સારી હાલમાં તંદુરસ્તીમાં છે."

" હેં ! ખુન નથી થયું ! " લાલસીંહે અજાયબીથી પોકાર્યુ.

" ના, સાંભળો બધું કહું છું. " પ્રેમાનંદ ખુલાસો કરતો બોલ્યો. " મને અને લાલીને આગરા લઇ આવ્યા પછી સંન્યાસીની માતાએ મને જયપુર રાજ્યની નોકરી અપાવી ત્યાં રહેવાનો હુકમ કર્યો, પરંતુ જે દીવસે સંન્યાસીની આગરાથી જવાની હતી તેજ દીવસે લક્ષ્મીપ્રસાદ નામનો એક માણસ તેણીને મળ્યો અને મિત્ર ભાવ દેખાડી લાલ તથા લાલીની હકીકત પુછવા લાગ્યો. ધન દોલતની વાત પર પણ તેણે થોડા ઘણા ઇશારા કર્યા વળી એમ પણ જણાવી દીધુ કે, જો બંને મળી જાય તો ઘણી ગંજાવર દોલતના માલીક થઇ જાય તેણે સંન્યાસીનીને પોતાની ટોળીમાં લેવા ચાહ્યું અને સન્યાસીનીએ તકનો લાભ લઇ તેને લગતી ઘણી વાતો જાણી લીધી. હુસેનઅલીનું નવાબ રૂપે દિલ્હીમાં રહેવું અને મોહનલાલની મદદથી લોકોને ઠગવા એ પણ તેઓના જાણવામાં આવ્યુ "

" તો તેની બાબતમાં જે ચીઠ્ઠી મને મળી હતી, તે સંન્યાસીનીની જ લખેલી હતી ? " દુર્જયસીંહે, નવાબને મળવા માટેની ચીઠ્ઠીની યાદ આપતાં પુછ્યું.

" નહિં, " પ્રમાનંદે જવાબ આપ્યો. " તે તો મ્હેં બીજાની પાસે લખાવી હતી. "

" શું તમે બચાવી હતી ? " દુર્જયસીંહ અજાયબીથી બોલ્યો. " અહો ! એવો તો અમોને ખ્યાલ પણ ન થયો.

" સાંભળો, " પ્રેમાનંદ પોતાની કથા આગળ વધારતાં બોલ્યો, " લક્ષ્મીપ્રસાદ પાસેથી આવી સંન્યાસીની અમારી સાથે વિચાર કરવા વળગી. છેવટ એમ નકી થયું કે, એ દુષ્ટોની કારસાજીનો પત્તો મેળવવા ખાતર અમારે એ કામ કરવાં, નહીં તો લાલ અને લાલીને પણ નહીં બચાવી શકાય તેમ તેના પીતાજીની દોલતનો ઉધ્ધાર પણ નહીં કરી શકાય "

" સંન્યાસીનીએ શું નકી કર્યું." દુર્જયે પુછ્યું.

" નકી એમ કર્યું કે, " પ્રેમાનંદે જવાબ આપ્યો. " પહેલાં કોઇ પણ રીતે હું એ દુષ્ટોના દળમાં મળું, પરંતુ એ લોકો કંઇ જેવા તેવા તો નથી, એટલા માટે કોઇને શંકા ન જાય તેવી યુક્તી કરવી પડી. મ્હારા ઓરડામાં ખુનનો નાટક રચવામાં આવ્યો. નોકર અને દાસી અમારાં વિશ્વાસુ હતાં. તેઓએ અમારા શીખવાડવા મુજબ બરાબર પોતાનો પાઠ ભજી બતાવ્યો.

" ત્યારે બીછાના પર લોહીથી ખરડાયલો છરો તમેજ રાખ્યો હતો ? " દુર્જયસીંહ પુછ્યું.

" હા, ઘરમાં એક બકરો કાપીને બધું લોહી લોહાણ કરી મુક્યું હતું " પ્રેમાનંદે જવાબ આપ્યો. " બસ, બધા ખુનજ સમજ્યા. હુસેન નવાબે પણ એમજ વિચાર્યું કે કોઇ માણસો પ્રેમાનંદને મારી નાખી, લાલીને ક્લોરોફોર્મથી બેહોશ કરી ઉઠાવી ગયા છે. જો હું જીવતો છું એવો શક તેને રહેતે તો હું કદી પણ તેની મંડળીમાં સામીલ થઇ શકતે નહીં. "

" બરાબર છે. " દુર્જયસીંહ બોલ્યો. " સંન્યાસીનીએ આ બાબતમાં બહુ દુરઅંદેશીથી કામ લીધું કહેવાય."

" વાહ: સંન્યાસીની માતાને માટે પુછવુંજ શું હોય ! " પ્રેમાનંદ તેણીનાં વખાણ કરતો બોલ્યો. " હુસેનની મંડળીમાં ગફુર નામનો એક માણસ હતો, તેની સાથે મેં મેળ ભાવ વધારવાનું રાખ્યું. તે મને એ

કે મોટો બેવકુફ અને બેપરવા ચંડુલખોર સમજ્યો. અને ધીરે ધીરે ન વાબને સાં હું ચાકરી રહી ગયો.

" ત્યારે પેલી રાતના આપજ મ્હારે માટે ખાવાનું લઇ આવ્યા હતા ? " લાલસીંહે પુછ્યું. " આંખ જોઇ મને કંઇ સદેહ તો થયો પરંતુ કહી ન શકાયું."

" હા, વળી ચીઠ્ઠી લખીને તમને નિડર પણ મ્હેંજ કર્યા હતા. " પ્રેમાનંદે કહ્યું. " અંન્નારકીની માજીએ મને તમારી રક્ષાને માટેજ મોકલ્યો હતો."

" પણ લાલી ક્યાં છે ! લાલી ! " લાલસીંહે ફરી પુછ્યું.

" તેણી માજીની સાથે છે." પ્રેમાનંદ બોલ્યો. " આપણને પણ આજે ત્યાં જવું પડશે ? "

" તેઓ ક્યાં છે ? "

" તે આગરા ગયા પછી જણાશે, કારણ નોકર અને દાસી તેઓનું ઠેકાણું આપણને બતાવી શકશે.

" પણ અમે આટલું દુખ વેઠી રહ્યાં છીએ છતાં માજીએ અમને અત્યાર સુધી આ હકીકત કાં ન કહી ? " લાલસીંહે પુછ્યું.

" માજી જાણે છે કે, દુરજનસીંહ સાથે હોવાથી કંઇ ફીકર નથી." પ્રેમાનંદે ખુલાસો કર્યો. " વળી તમારી પાછળ પોલીસ ફરતી હોવાથી, વખતે તેણી પકડાઇ જાય તો કંઇ નવીજ આફત આવી પડે, પરંતુ જો મ્હારા આવવામાં વાર થઇ હતે તો જરૂર તેણી તમોને એક વખત પણ મળી જતે."

" તમે અને લાલી સારી રીતે છો, એ સિવાય વધુ ખબર કંઇ અમોને જોઇતા નથી." દુરજનસીંહે કહ્યું. " ફક્ત એટલું જણાવો કે પેલા કાપેલા શીરનું શું થયું ? "

" તે તો પત્થર પર પડી ચુરેચુરા થઇ ગયું. " પ્રેમાનદે જવાબ આપ્યો.

" શું ? " કહી બંને આતુરતાથી પ્રેમાનંદનું મોહડું ટીકવા લાગ્યાં.

# પ્રકરણ ચોત્રીશમું.

## વધુ અજાયબી.

" હા, એમજ થયું છે. " પ્રેમાનંદ બોલ્યો, " હુસેન વીગેરેની સાથે હું પેશાવર ગયો હતો. મોહનલાલ કલકત્તા હોસ્પીટલમાંથી શિર ચોરી ત્યાં આવ્યો, અને ત્યાંથી માલગાડી મારફતે તેણે એ શીરને એક પેટીમાં બંધ કરી પેશાવર માટે ચડાવી દીધું, જ્યાંથી લક્ષ્મીપ્રસાદ અને હુસેનઅલી તેને માથા પર મારા મુજબ કાબુલ લઇ જતા હતા. હું હંમેશા કપડામાં એક પીસ્તોલ છુપાવી રાખતો હતો, જ્યારે અમો જંગલના પહાડ પર ચડવા લાગ્યા મેં પીસ્તોલ છોડી, તેઓ ચોંકયા અને હું તેજ વખતે પહાડ પરથી કુદી પડયો. "

" તે વખતે બોટલ તુટી ગઇ ? " દુર્જનસીંહે પુછયું.

" હા, બોટલ પણ તુટી, કાપેલું શીર પણ ચુરે ચુરા થઇ ગયું. "

" હેં ! માણસનું માથું—"

" હા, હું તેને સારી રીતે જોવા પામ્યો નહીં હતો. " દુર્જનસીંહની અજાયબીનો પ્રેમાનંદે જવાબ આપતાં કહ્યું. " બંદુકનો અવાજ સાંભળી પહેરાવાળાઓ દોડી આવ્યા, હું એક ગુફામાં છુપાઇ ગયો. પાછળથી બધું શાન્ત થયું ત્યારે વધુ હકીકત જાણવા ન ગયો પરંતુ છુપો લઇને નાઠો અને સ્ટેશન ઉપરથી ટીકીટ લઇ અહીં આવ્યો છું. "

" પેલા બન્ને કયાં ગયા ? "

" એ બેઉ પણ પહેરાવાળાની બીકથી જંગલમાં નાશી ગયા."

" અને મોહનલાલ ? "

" તે તો ગફુરની સાથે તમોને શોધવા માટે દિલ્હી આવ્યો હતો. "

" ત્યારે હજી આવ્યા નથી ! "

" હવે એ બચારા શું કરશે ? જ્યારે લક્ષ્મીપ્રસાદ અને હુસેનની ખબર સાંભળશે એટલે તુરત ગુમ થઇ જશે. "

" ત્યારે શીર ગયું હવે દોલતનો પત્તો લાગે તેવું નથી." દુર્જયસીંહે નીરાશીમાં સવાલ કર્યો.

" ઉપાય જણાય છે." કહી પ્રેમાનંદે પેલી બને તખતીઓ પહેરણ માંથી બહાર કાઢી, દુર્જયસીંહે ચોંકીને પુછ્યું, " આ શું છે ?"

" પેલું કાપેલું માથું જ્યારે ચુરેચુરા થઇ ગયું ત્યારે તેમાંથી આ બન્ને તખતીઓ નીકળી પડી," પ્રેમાનંદે કહ્યું, " મેં દોડીને તેને લઇ લીધી "

" અરે ! આતો સોનાની જણાય છે ? "

" હા, બન્ને સોનાની છે. જણાય છે કે, આ બન્ને શીરનાં તાળવા ની નીચે લગાવેલી હશે જ્યાંથી શીરના તુટવા સાથેજ નીકળી પડી છે."

" પણ આ બન્ને છે શું ? " દુર્જયસીંહે અજાયબીથી ફરી જાણ વા માગ્યું.

" એક તો અમીર દોસ્ત મહંમદનું ફરમાન છે," પ્રેમાનંદે કહ્યું, "અ ને બીજામાં લેખ છે.

" અયોધ્યાનાથ,

આ આફતના વખતે ફક્ત તમોનેજ મારા બધી રીતે વિશ્વાસુ સમ જી મારી બધી દોલત હથામત આપને સોંપું છું. આને તમારી મરજી પડે તે જગ્યામાં છુપાવી તેનું રક્ષણ કરવું. જો હું પાછો ફરું તો આ બધું મારી સામે હાજર કરવું. હું તમારી મોટાઇનું ઇનામ આપીશ. આ ફરમાનથી તમામ ઉમરાવો અને રૈયતને જણાવું છું કે, આજથી અ યોધ્યાનાનાથ કાબુલના ખજાનચી થયા. આજ તારીખ ૭ મા મહોરરમ ના રોજ મારી સીલ મહોર અને સહી થઇ.

મેં દોસ્ત મહંમદ બાકલમ ખુદ

બાલાહીસાર-કાબુલ,"

બીજી તરફ લખ્યું છે:—

" મ્હારા પછી જે કાબુલના તખ્ત પર આવે તેને અમીર દોસ્ત મ હંમદની વિનંતી,

હું લાચારીથી મુલક છોડી બધો ખજાનો અયોધ્યાનાથને સોંપી જા

ઉં છું. તે તેને હાથે ત્યાં રાખી તેનું રક્ષણ કરશે. અયોધ્યાનાથ પોતે અથવા તે ન હોય તો તેનો ઓલાદ છોકરો, છોકરી અથવા બીજો કોઇ પણ વારસ આ દોલત જ્યારે તમારી સામે હાજર કરે ત્યારે તમારે તેના ત્રણ ભાગ કરી, એક ભાગ દોલત રજુ કરનારને આપવો. આમ કરવામાં કાંઇપણ આનાકાની કરવાથી તે પરવરદેગારના નામથી તમારા ઉપર મ્હારી બદુઆ વરસશે.

અમીર દોસ્ત મહુંમદ

બાકલમ ખાસ.

" ત્યારે આ ખ્રન દોલતની વાત જુઠી નથી. " દુર્જયસીંહે કહ્યું.

" આ બન્ને જોયા પછી તો એમજ ખાત્રી થાય છે. " પ્રેમાનંદે જવાબ આપ્યો.

" અને આ ત્રીજું શું છે ? "

" તેનાપર એક તરફ નકશો બનાવેલો છે. " પ્રેમાનંદે કહ્યું, " જલાલાબાદથી કંદહાર સુધીના રસ્તામાં અયોધ્યાનાથે બધી દોલત જમીનમાં દાટી રાખી હતી. આ નકશાથી તે જગ્યાનો પત્તો મળી શકે તેમ છે."

" ત્યારે તો એ દોલત આપણે ઘણી સહેલાઇથી મેળવી શકીશું ! "

" હા, બીજી તરફ લખ્યું છે કે— કહી પ્રેમાનંદે વાંચવા માંડયું.

' હું કાબુલનો ખજાનચી અયોધ્યાનાથ જણાવું છું કે, પાછળના બતાવેલ પ્લાન પ્રમાણે મેં અમીરની દોલત છુપાવેલી છે. જો કોઇ પણ રીતે હું મરી જાઉં તો મારા મરણ પછી આ નકશો મારી સ્ત્રી પાસે રહેશે, તેણીના મરવા પછી તેના છોકરા છોકરીને આ નકશો મળશે, તે એ પણ ન રહે ત્યારે ચાહે તે હો જેના હાથમાં આ નકશો આવે તેને કહી જાઉં છું કે, અમીર દોસ્તમહંમદના ફરમાન મુજબ કામ કરે, નહીં તો તે નર્કનો અધિકારી થશે. આ નકશાને મેં જે ચાલાકીથી છુપાવ્યો છે તેથી ભરોસો છે કે તે કહેવાસથી કોઇના હાથે નહીં જાય.

અયોધ્યાનાથ.

" હોશીયારી તે કેવી ? " દુરજયસીંહ ખેદથી બોલ્યો, " એક સું

કર ગાળાનું ખુન કરી તેની ખોપરીમાં બંને તખતીઓ રાખી છે! ઓ ! કેવી ભયાનક ચાલાકી ! ”

“ નહિ, મ્હારા પીતા તરફથી એવું ભયંકર કૃત્ય બનેજ નહિ ! ” લાલસીંહે અરી બાર મુકી કહ્યું. “ શું આ તખતીઓ છુપાવાને ખાતર તેઓ બબ્બે ખુન કરે ! ”

“ આ ધન અને ફરમાનને છુપાવાને માટે અયોધ્યાનાથ બબ્બે ખુન કરે એવો વિશ્વાસ અને પણ આવતો નથી.” પ્રેમાનંદે પોતાનું મન જણાવ્યું.

“ ત્યારે આ બન્ને શિર ક્યાંથી આવ્યાં ?” દુર્જયસીંહે સવાલ કર્યો.

“ તે ન બનવા જેમ છે. ” લાલસીંહે કહ્યું. “ જો ખુનજ હોયતો પણ એક શિરથી કામ સરતું હતું. એટલા માટે નાહક એક વધુ ખુન નો બોજો શામાટે ઉઠાવે ? ”

“ કોણ જાણે તેમાં પણ કંઇ છુપાવ્યું હોય ? ” દુર્જયસીંહે શંકા બતાવતાં કહ્યું, “ નહિં તો તે પણ શામાટે ચોરાઇ જાય ! ”

“ તેનો પત્તો તો તે શિર મળ્યા સીવાય લાગે તેમ નથી. “ પ્રેમાનંદે કહ્યું, “ જે હોય તે, પણ દોલતની વાત તો આટલા દિવસ પછી પણ જાણવામાં આવી. હું ધારૂં છું કે કાબુલ જવા પછી એ શિરની બાબત પર પણ કંઇ અજવાળું પડશે. ”

“ સમજાય છે કે, હુસેન વીગેરેએ આ બનાવ કાબુલમાં સાંભળ્યો હશે. ” દુર્જયસીંહે પુછ્યું.

પરંતુ જવાબમાં પ્રેમાનંદે આગરે જઇ સંન્યાસીનીને મળવાની ઉતાવળ કરી કહ્યું, “ તેણી પાસેથી કંઇ ખુલાસો મળશે. “

તેજ દિવસે તેઓ આગરા માટે રવાના થયા. ગાડીમાં લાલસીંહ ઉદાસ બેઠો હતો, તેણે પુછ્યું, “ શું માણસનું શિર આમ ઠોકર લાગવાથી ચુરે ચુરા થાય ખરૂં કે ? “

આ સવાલ સાંભળી પ્રેમાનંદ અને દુર્જયસીંહ ચોંકી ઉઠયા. દુર્જયસીંહે કહ્યું, “ આ શિર તેર વરસથી દવામાં ભીંજાવેલું હતું ના ! “

# પ્રકરણ પાંત્રીશમું.

## અજાયબી પર અજાયબી.

બરાબર બપોરે ત્રણે આગરા પહોંચ્યા. પ્રેમાનંદનું મકાન જેમનું તેમ હતું. નોકર અને દાસી બધાં મળ્યાં. આ ત્રણે જણાએ દરવાજા પર જઇ જોયું તો પ્રકાશ બારણા પર બેઠો પાન ચાવી રહ્યો છે, પોતાના માલી કને જોતાંજ મોઢું લુછનોકને ઉભો થયો. પ્રેમાનંદે તેને પુછ્યું, " કેમ પ્રકાશ ! ઘરમાં કોઇ માણસો હોય તેમ લાગે છે ! "

" હા, માણસો આવ્યાં છે." પ્રકાશે જવાબ આપ્યો.

" સંન્યાસિની પણ આવી છે ? "

" આ સાંભળતાંજ બધા એક બીજાનું મ્હોં ટીકવા લાગ્યા. નોકરે કહ્યું. " હાજી, આજેજ બધાં આવ્યાં છે." લાલસીંહે ઉત્સાહથી પુછ્યું. " લાલી પણ છે ? "

" હા, તે પણ આવી છે." નોકરે જવાબ આપ્યો.

હવે લાલસીંહથી રહી શકાયું નહીં. તે એકદમ દોડી અંદર ગયો. નોકરે કહ્યું, " એક નવીન માણસ પણ આવેલ છે. "

" તે કોણ છે ! " દુરજયસીંહ અને પ્રેમાનંદે પુછ્યું.

" એક ફકીર છે." નોકરે જવાબ આપ્યો.

" ફકીર ! "

" હા, ફકીર. આપ જઇને જોશો એટલે ઓળખશો."

બંને અંદર ગયા. જોયું તો લાલ અને લાલી બંને સંન્યાસીનીની ગોદમાં માથાં ભરાવી વાતો કરી રહી છે. આજે તેના આનંદની સીમા નથી. પ્રેમાનંદ અને દુર્જયસીંહ તો અજાયબીથી ઉભાજ થઇ રહ્યા. તેઓને આમ વિસ્મય પામેલા જોઇ સંન્યાસીનીએ કહ્યું, "બેટા બેસો ! બેસો ! તમે પણ બેસો ! હું ધારૂં છું કે મને અહીં જોઇને તમે અજબ થયા છો."

" શું કહું ! " દુર્જયસીંહ બોલ્યો. " કંઇ પણ ખબર ન મળવાથી હું અને લાલસીંહ મોટા દુખમાં હતા."

" તે જોયુતી હતી." સંન્યાસીની બોલી. " પરંતુ શું કરૂં ! ખબ ર આપવાથી આપણું કામ માર્યું જાય તેમ હતું."

" હા, પ્રેમાનંદ પાસેથી તે વાત જાણવામાં આવી છે." દુર્જયસીંહ બોલ્યો. " ખેર ! આ બંને બાળાઓ સલામત રહી એજ ખુશીની વાતછે."

" પ્રેમાનંદ પાસેથી બધું સાંભળ્યું છે ? "

" હા, સાંભળ્યું છે, પણ તમે લાલીની સાથે કયાં હતાં તે નથી જાણ્યું "

" જ્યારે પ્રેમાનંદ એ દુષ્ટોના દળમાં મળી ગયો, ત્યારે હું લાલીને લઈને અલાહબાદ વાળા મકાનમાં જઇ છુપી હતી ડીટેકટીવ સાગળસીંહે ત્રણ ત્રણ વાર તેની છુપી અને જાહેર તપાસ કરી પરંતુ આખર થકીને પાછુંજ ફરવું પડયું."

" ત્યારે શું તપાસ કરવા છતાં તે કાંઇ પણ જાણી ન શકયો ? "

દુર્જયસીંહના હોઠ પર હસવું જોઇ પ્રેમાનંદ પણ હસી પડયો. તે બોલ્યો " તેની ગુપ્ત કોટડીના ખબર તમારા સીવાય બીજાને છેજ કયાં ?"

" હા, ઘણા વખતથી એ મકાન ખાલી પડેલું છે. " સંન્યાસીનીએ કહ્યું. " જેનું તે મકાન છે તે મારો ચેલો હતો. પોતે સાધના કરવા માટે એ કોટડી બનાવી હતી. તેના અને મ્હારા સીવાય કોઇને પણ એ કોટડીના રસ્તાની ખબર ન હતી. એજ કોટડીમાં હું લાલીની સાથે બેધડક રહેતી હતી."

" સારૂં પણ અમો અહીં આવીશું એમ તમે શી રીતે જાણ્યું ? "

" પ્રેમાનંદના તારથી. " સંન્યાસીની બોલી. " પ્રેમાનંદે અહીં તાર આપ્યો હતો. નોકર એ તાર મ્હારી પાસે અલાહબાદ લઇ આવ્યો અને તેની સાથે અમો અહીં આવ્યાં. "

" તેમ કરવાનું તમેજ કહ્યું હતું." પ્રેમાનંદે યાદ આપી.

" અને તે પરથીજ હું સમજી ગઇ કે, કામ ફતેહ થયું છે, એટલે તુરત ચાલી આવી. હવે કહો કે શું શું થયું છે ? "

પોતા પર વીતેલી બધી કહાણી પ્રેમાનંદે સંન્યાસીનીને કહી સંભળાવી અને પેલી બંને સોનાની તખતીઓ પણ બતાવી.

"ત્યારે તો પુરી કૂતેહ છે" તખતીઓ જોઈ ખુશી થઈ બોલી. "આ બા બાળાઓના પીતાએ આ તખતીઓ પર નકશો, ફરમાન બધુ કરી રાખેલું છે"

"ત્યારે તમે આ બાબતને પ્રથમથીજ જાણતાં હતાં ?"

"પહેલાં તો નહિં, પણ હમણાં બધું જાણ્યું છે."

"આપને કોણે કહ્યું ?"

"જેના પાસેથી સાંભળ્યું છે તેનાજ મ્હોંથી આપને પણ સંભળાવીશ."

"તે કોણ છે ? કયાં છે ?"

"અહીંજ છે. હમણાંજ બોલાવું છું."

તેજ વખતે લાલ અને લાખી બન્નેએ સંન્યાસીના ખભા પર ઝુકતાં કહ્યું. "માજી ! આ કહે છે કે પીતાજીએ આ બન્ને તખતીઓને છુપાવાને માટે બે બાળાઓનાં ખુન કર્યા હતાં, તે શી રીતે બને ?"

"હા, બેટા બરોબર છે." બન્નેને પ્રેમથી ચુમતાં સંન્યાસીની બોલી. "અયોધ્યાનાથ એવું કરપીણ કામ કદી પણ કરે નહીં. એ મનુષ્યના રૂપમાં દેવતા હતા. આપણે બધાં આટલા દિવસથી ભ્રમમાં પડયાં હતાં, પણ જુઓ હમણાંજ આપણો સંદેહ દુર થઈ જશે." એટલુ કહી તેણીએ જોરથી બુમ પાડી. "બેટા ગાગરમલ !"

તરતજ સામેની કોટડીનો દરવાજો ખુલ્યો, અને એક બુઢો ફકીર બારણામાંથી નીકળી બધાની સામે આવી ઉભો. બધાં અજાયબીથી તેના ચહેરો જોવા લાગ્યાં.

## પ્રકરણ છત્રીશમું.

## એ ગાગરમલ કોણ ?

"આને જોઈ તમો અચકાઓ છો શા માટે ? સાંભળો," સંન્યાસીની બધાંને અજબ થયેલાં જોઈ બોલી. "એક દીવસ સાવળસીંહે મને અમદાવાદ વાળા મકાનમાં જોઈ, તે મને પકડવા દોડયો એટલે હું પેલી ગુપ્ત કોટડીમાં છુપાઈ ગઈ. ડીટેકટીવ દદા તો મશાલો લઈને શોધતા શોધતા આખર થાકીને પોતાના સાથીઓ સાથે પાછા ફર્યા,"

"ત્યારે તો પોલીસ પણ આ મામલામાં ઘણી હેરાન થઇ હોય એમ લાગે છે." દુર્જયસીંહ બોલ્યો.

"અને આપણે શું થોડા હેરાન થયા છીએ?" પ્રમાન દે હસીને કહ્યું

"પણ હવે એ દુઃખ અને દ્વંદ્વ દુર થયાં," સંન્યાસીનીએ કહ્યું. "લાલ અને લાલી પોતાના પીતાની દોલત મેળવશે."

"સારૂં પણ તમે પહેલાં જે વાત કરતાં હતાં, તે તો રહી ગઇ!" દુર્જયસીંહે પેલા ફકીર તરફ ઇસારત કરી સન્યાસીનીને તેની વાત કરવાની મદદ આપી.

"હા, સાવળસીંહના જવા પછી પણ મેં એ ઘરમાં રોશની જોઇ." સંન્યાસીનીએ કહ્યું. "જરા ઝાંખીને જોયું તો આ ફકીર ઉભેલો જણાયો. હું સમજી કે તે મ્હારીજ શોધમાં આવેલો છે અને મેં તેને અંદર ખેંચી લીધો."

"પણ એ છે કોણ?"

"આજ અયેધ્યાનાથની સાથે હતો અને આ માણસજ તેનો વિશ્વાસુ નોકર ગાગરમલ છે. જ્યારે અયોધ્યાનાથની આ બીમાર હતી ત્યારે આણેજ મારી કુટીમાં પેલું શીર રાખ્યું હતું."

આ ખુલાસો સાંભળી બધાં ચકીત થઇ ફરી તે ફકીર—ગાગરમલનો ચહેરો જોવા લાગ્યાં.

હવે સંન્યાસીનીએ ફકીરને કહ્યું, "સારૂં બેટા! આવ અને તે વખતની બધી કહાણી આ લોકોને સંભળાવ."

"જ્યારે હું મ્હારા સરદાર અયેધ્યાનાથને ખભા પર લાધી ગીરનશાહ ફકીરની ઝુંપડીમાં પહોંચ્યો ત્યારે તેઓ બહુ બિમાર થઇ ગયા હતા." ફકીરે કહ્યું. "એ જાલીમ બીમારીથી ત્યાંજ તેઓનું મરણ નીપજ્યું" આ સાંભળતાંજ લાલ અને લાલીની આંખો ભરાઇ આવી. તેઓએ પુછ્યું. "કોણ જાણે કેટલાં દુઃખ તેઓને સહન કરવાં પડયાં હશે!"

ગાગરમલની પણ આંખો ભરાઇ આવી. તે બોલ્યો, "મરતી વખતે પોતાની સ્ત્રીના ભરણ પોષણનો ભાર તે મ્હારા ઉપર નાખી ગયા હતા, એટલા માટે હું તેઓના મરણ પછી આ સંન્યાસીનીની ઝુંપડી તરફ ગયો.

ત્યાં જતાં જણાયું કે મ્હારી સુશિલ શેઠાણી ગુજરી ગઇ છે, પણ મરતાં મરતાં એ જોડ કન્યાઓને જન્મ આપી અયોધ્યાપ્રસાદનો વંશ રાખ્યો છે."

અહીં તેણે આ બન્ને સુંદરીઓ લાલ અને લાલી તરફ જોયું અને વધર્યું, " આ છોકરીઓ બરાબર તેની માતાનાજ રૂપ રંગમાં છે તેણી પણ અટલી ઉમરનાં આવીજ હતી. "

" ત્યાંજ તમે સાંભળ્યું કે હું અંગરેજી ફોજની સાથે હિંદુસ્તાન આવી છું ? " સન્યાસીનીએ પુછયું.

" હા," ગાગરમલે જવાબ આપ્યો. " પરંતુ છાવણીમાં આવી તમોને મળવા જેટલી હિંમત હું ન કરી શકયો, કારણ કે અપારના ખજાના માટે મને બધા શોધતા હતા. હું બ્હીકનો માર્યો ન્હાસી છુટયો પરંતુ ખારાના ખાને મને કેદ કરી લીધો."

" એજ કારણથી તમે આજ સુધી આ બાબતની તપાસ ન કરી શકયા ! " સંન્યસોનીએ કહ્યું.

" હા, " ગાગરમલે કહ્યું. " તમે તમારી ઝુંપડીમાં અમોને કામાક્ષા મંદીરમાં મળવાનો દીવસ આપ્યો હતો, પરંતુ કેદ પડવાથી ત્યાં આવવું બન્યુ નહીં. એક દીવસ બરાબર વખત જોઇ વેપ બદલી જેલમાંથી ન્હાશી સીધો હું કામાક્ષા મંદીરમાં પહોંચ્યો, ત્યાં સાંભળ્યું કે સંન્યાસીની તો ચાલી ગઇ છે હવે હું શોધમાં નીકળ્યો. અલાહબાદમાં ખબર મળ્યા કે હીર ચોરાઇ ગયું છે, ત્યારે સમજી લીધું કે એક માણસ એ હીર મારફતે દોલત હજમ કરવાની યુકતી કરી રહયો છે."

" તે કોણ ? " સંન્યસીનીએ પુછયું.

' ફકીર મીરનસાહની પાસે હુસેન નામનો એક નોકર હતો. એ હીર અને દોલત બાબતની કંઇ વીગત તેણે ત્યાં સાંભળી હતી. બીજા કોઇને જરી પણ ખબર નથી. એ પરથી સમજ્યો કે આ કામ તેનુંજ છે. "

" આપનું સમજવું બરાબર હતું. " પ્રેમાનંદે કહ્યું. " મેં તેઓના દળમાં મળી બધી હકીકત જાણી છે. "

ગાગરમલે કલકત્તામાં એ હીર કેવી સીફતથી પોતાને કબજે કર્યું તે હકીકત કહી સંભળાવી. અને તેના પછીની પોતે કરેલી તમામે યુકતીઓ

જે વાંચનાર જાણી ગયા હોવાથી અતરે એવડત ની જરૂર નથી; તે કહી સંભળાવ્યા પછી છેવટે કહ્યું, "સંન્યાસીની મ થી મુલાકાત થવા પછી તો બધી હકીકત આપ ! મીસાલે ખુલ્લી થઇ ગઇ. જે શીર હું સંન્યાસીનીને આપી ગયો હતો તેનાં નકશો અને હુકમ હતો. અયોધ્યાનાથે કહ્યું હતું કે, જો તે મારી જાય તો તેની સ્ત્રી, છોકરો છોકરી જે કાઇ હોય તે આ શીરમાં ની નકશો અને હુકમ કાઢી દોલત મેળવી શકશે. મરતી વખતે સ્ત્રીને શોધી દોલત અપાવવા માટે મને કહી ગયા હતા. અને જો હું કેદ ન પડતે તો આ ભયંકર બનાવો બનવા પામતે નહી."

"પણ આ શીર કોનું છે?" પ્રેમાનંદે પુછ્યું. "શું ખરેખર—"

"જુઓ જે છે તે હું દેખાડું છું." ગાગરમલે હસીને તરતજ પોતાની પાસેના ઓરડામાંથી એક બોટલ લાવી બધાની સામે રાખીને કહ્યું, "તમો આ બરાબર જુઓ"

બધાં એકી નજરે તેના સામું જોઇ રહ્યાં. ગાગરમલ કહેવા લાગ્યો, "કાબુલના મશહુર કારીગર અહમદે આ બને શીર અયોધ્યાપ્રસાદની સ્ત્રીના શીર જેવાંજ તૈયાર કર્યાં. મ્હારી શેઠાણી (અયોપ્રસાદની સ્ત્રી) ની ઉંમર એ વખતે તેર વરસની હતી. જુએ. આ કેવું બનાવ્યું છે? વળી તેનો રંગ હમેશાં જેવોને તેવો તાજેજ રહેવા માટે તેણે એક ચમત્કારીક અર્ક તૈયાર કર્યો અને તેમાં એ શીર ડુબાવી રાખ્યાં. હવે તમોએ જાણ્યું હશે કે, આ કોઇનું ખરું માથું નહી પણ મસાલાથી બનાવેલું એક બાવલુંજ છે." અહીં તે લાલ અને લલી તરફ જોઇ બોલ્યો,

"જુઓ બેટા! આ તમારી માતા—જનેતાના ચ્હેરાની અસલ નકલ મીણથી બનેલી છે."

"હેં! શું આ મીણનું છે?" બધાં અજાયબીથી પોકારી ઉઠયાં.

"હા, આ શીર પેલા કારીગરની પાસે હતું." ગાગરમલે કહ્યું, "આ શીરના કાન પાસે અર્ધચંદ્રકારના બે નીશાનો છે, જ્યારે બીજામાં આવું એકજ નીશાન હતું."

"તેમ હોવાનો મતલબ?" પ્રેમાનંદે પુછ્યું

"બન્નેને ઓળખવાને માટે તેમ કરવું પડયું હતું." ગાગરમલે ખુલાસો કર્યો. જ્યારે અયોધ્યાપ્રસાદ આખરનું ફરમાન અને નકશો છુપાવવા

માટે જગ્યા શોધતા હતા ત્યારે આખર આ શિરમાંજ તે છુપાવવું તેને ઠીક લાગ્યું. અયોધ્યાપ્રસાદની સમજ એવી હતી કે અના પર કોઇ સંદેહ લાવશે નહિં અને થયું પણ તેમજ."

"બેશક." પ્રેમાનંદે કહ્યું, "રસ્તામાં પણ કોઇને એવો ખ્યાલ ગયો હશે નહિં."

"તે ખરૂં પરંતુ હમેને તેને લગતી વાત પેલા ફકીરની ઝુંપડીમાંથી સાંભળી હતી." ગાગરમલે કહ્યું, "જો કે ખરી વાત તો તે પણ નથી જાણતો,"

"છતાં બધા લોકો આના વિચારમાં ચક્કરમાં પડયા છે," પ્રેમાનંદે કહ્યું "આટલા માટે કોણ જાણે કેટલી ખુન ખરાબી થઇ ચુકી હશે!"

"હા, પણ આ બોટલ ઉપર સોહન્ના, સારિગન્ના અને સામિન્ના શામાટે લખવામાં આવ્યું છે?" અત્યાર સુધી વાતો સાંભળવામાં ચુપ થઇ બેશી રહેલા દુર્જયસીંહે પ્રશ્ન કર્યો.

"અયોધ્યાપ્રસાદે પોતાની સ્ત્રીના ત્રણે ઉપનામ રાખ્યાં હતાં," ગાગરમલે ખુલાસો કર્યો. "તેઓ હમેશાં ઘરમાં કોઇવાર સોહિન્ના કોઇવાર સારિગન્ના, અને કોઇવાર સામિન્ના કહી બોલાવતા હતા. આ ત્રણેનો અર્થ, પ્યારી પ્રીયતમા છે."

## પ્રકરણ સાડત્રીશમું.

### ઉપસંહાર.

બધા ભેદ ખુલ્લા થઇ ગયા. થોડા દહાડા આરામ લઇ, પ્રેમાનંદ અને દુર્જયસીંહ કાબુલના અમીરને મળ્યા. માજી અમીરની બધી દોલત તે વખતના અમીરને સોંપી દીધી. અને દુષ્ટ બદમાસો કરેલી મહેનત પર અફસોસ કરતા અને હાથ ઘસતાજ રહી ગયા.

અમીરે તે શાહી ફરમાન પાળ્યું. તેમાંથી જે જંગાવર રકમ મળી, તે લઇ પ્રેમાનંદ હિંદુસ્તાનમાં આવ્યો અને અયોધ્યામાં મ્હોટી જમીન ખરીદ કરી તાલુકદાર બન્યો. પંડીત પ્રેમાનંદ એ નામ બદલાઇને રાજા

પ્રેમાનંદ બહાદુર થયું. તેની સ્ત્રીઓની ભલાઇ પણ આજ સુધી લોકો ભુલા પામ્યા નથી.

દુર્જયસીંહે પણ ઘણો વખત સુધી રાણીના પુત્રોને બગલમાં લઇ સુખથી જીંદગી વીતાવી તેના મરણ પછી રાજાએ મ્હોટી ધામ ધુમથી તેનું શ્રાધ કર્યું, સંન્યાસીની પણ હયાત હતી ત્યાં સુધી તેઓને દર્શન આપતી રહી. બનાવટી અહમદશા નવાબ હુસેનઅલીનો કંઈ પત્તો લાગ્યો નહીં

આવી રીતે આ ભેદ ભરેલા મામલાનું છેવટ પણ ભેદ ભરેલું આવેલું સાંભળી સાવળાસીંહ ડીટેક્ટીવ કેટલુંજ બોલ્યો હતો— "ખેર, કાંઇ હું એટલેજ ગધેડો નથી બન્યો."

## સમાપ્ત.

→ ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા ←

— અથવા —

# રેકર્ડ ગાયન સંગ્રહ

ભાગ ૧-૨-૩-૪-૫-૬-૭-૮.

## કંપલીટ ૨૦૦૦ ગાયનોનો મોટો જથ્થો.

આ અમારૂં સ્પેશીયલ શીલેકશન ખાસ ચુંટી કાઢેલું મુઠ્ઠી ભરીને રૂપીઆ ખરચતાં એકઠું ન કરી શકાય તેવા પ્રમાણનાં ગાયનોના એક એકથી ચડતી ચીજોનો સંગ્રહ કરેલો છે.

## કીંમત ફકત રૂપીઆ ત્રણ.

— વી. પી. ખર્ચ જુદું. —

આ શીલેકશન [સંગ્રહ] કચરાપટ્ટી નથી. એમાં પ્રખ્યાત નાટકો માંહેલા જાણીતા માનીતા અને લોકપ્રીય ચુનંદા એકટરોએ ગાયલા ગાયનો, પ્રખ્યાત ગવૈયાઓ અને ગાનારીઓના મીઠા કંઠ સ્વરમાંથી ગવાયલા દીલપસંદ, રાગ રાગણી સાથેના ભરપુર મધુર ગાયનો ભરેલા છે, તેમજ ભાવનામય ગાયનો, ભજનો, કાવ્યો વીગેરેનો સમાવેશ પણ કરવામાં આવ્યો છે.

મળવાનું ઠેકાણું—

**શાહ લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

**લીમડાચોક—સુરત.**

'શ્રી નારાયણ' પ્રિન્ટીંગ પ્રેસ—લીમડાચોક—સુરત.

# શું વાંચશો ?

જો તમે નોવેલો વાંચી કંટાળી ગયા હોવ તો પણ

## હમારા સ્પેશિયલ, "ડીટેકટીવ નોવેલો"

-- એકવાર જરૂર વાંચશો. —

આ "ડીટેકટીવ નોવેલો" કમરાપકી નથી. જ્ઞાન સાથે ગમ્મત આપનાર અદ્દભુત બનાવોમાંથી ચમત્કૃત અતિલોકપ્રિય થઇ પડેલી છે. જે એકવાર વાંચ્યા બાદ ફરી હાથમાંથી મુકવાનું મન થતું નથી. એક એકથી ચઢીઆતા છતાં, કાગળની મોંઘવારી છતાં કીંમત ઘણીજ ઓછી રાખવામાં આવી છે.

| | |
|---|---|
| હનુમાનની મૂર્તિ. | ૧-૮-૦ |
| તુરકી સામે ઇટાલીયનનું કાવતરું. | ૧-૪-૦ |
| ડીટેકટીવ હારમાળા. નં. ૧ થી ૧૨ વાર્તાઓ. | ૩-૦-૦ |
| ખુની બેગમ. | ૧-૮-૦ |
| દરીયાની ડાકણ. પાકું સોનેરી પુઠું ગ્લેઝ કાગળ | ૨-૦-૦ |
| ડીટેકટીવ કુતરો. | ૦-૧૦-૦ |



## નવી બહાર પડેલી બુકો.

| | |
|---|---|
| કઠોર કચ્છી કે ઉકળતું મુડદું ભાગ ૧ લો. | ૨-૮-૦ |
| ,, ,, ભાગ ૨ જો. | ૩-૦-૦ |
| સુંદરાનો સાર કે કીસ્મતનો પ્રહાર? | ૧-૮-૦ |

**શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

લીમડાચોક-સુરત.